શ્રી.

સરલ ગુજરાતી ભાષામાં.

હાથ, પગ, અને શરીર ઉપરનાં ચીન્હો ઉપરથી ભવિષ્ય જાણવાની વિદ્યા.

# સામુદ્રિક સત્ત્વ.


લખી છપાવી પ્રસિદ્ધ કરનાર

વઢવાણ શહેર નિવાસી

કૃષ્ણશંકર કાળીદાસ શુકલ.

"શૃંગાર-શ્રેણી" "જ્યોતિષ સત્ત્વ" આદી

પુસ્તકોના કર્તા

ગયપુર બગડાવાડ—અમદાવાદ.



મનહર પ્રીન્ટીંગ પ્રેસમાં મોતીલાલ ગણપતરામે છાપ્યું

પાનકોર નાકા—અમદાવાદ

સંવત ૧૯૮૧ સને ૧૯૨૫

આવૃતી ૧ લી પ્રત ૧૫૦૦

કિંમત રૂા ૧-૦-૦

# અર્પણ પત્રિકા.

સકળ સદ્ ગુણાલંકૃત, જ્ઞાતિ ભૂષણ, પરમપુજ્ય શ્રીયુત્ ભાઇશ્રી,

રા જટાશંકર પ્રભાશંકર રાવળ.

વાંકાનેર.

ભાઇશ્રી,

પુરૂષ પ્રયત્ન સાથે, પ્રભુની કૃપા હોય તો, સામાન્ય સ્થિતિમાથી ઉચી સ્થીતિમા આવવુ એ દુર્લભ નથી, એ આપ ભાઈશ્રીના દ્રષ્ટાંતથી સમજી શકાય છે વળી ઉચી સ્થીતિમા આવ્યા છતા, સાદુ જીવન અને શાંત રહેણી કરણીથી, અન્ય બધુઓને દાખલો લેવા યોગ્ય ચારિત્રનું દર્શન પણ આપનામા થઇ શકે છે મનુષ્યને સમય વિચારી ચાલવુ એટલે કે સારો સમય હોય ત્યારે કાઇક સત્કાર્ય પણ કરી ચુકવુ, એ સૂત્રનુ આપે યથાર્થ પાલન કરી આપના વતન વાકાનેરમા તેમજ અન્ય સ્થળોએ, જાહેર તેમજ ખાનગી રીતે ધર્મ સેવા, જાતિ સેવા, અને લોક સેવામા આપનો યોગ્ય હાથ દરેક સ્થળે લબાવ્યો છે, અને તે કાર્યમા આપના નાહનાભાઇ શ્રીયુત્ ઉમીઆશંકરે પણ આપને વખતો વખત ઉત્તેજીત કરી આપના શુભ કાર્યોને સફળ કરી આપ્યા છે આ સવ કારણોથી શોભાઇ, તેમજ મારા સ્વર્ગસ્થ વડીલ સાથેના આપના જુના સબધને હમેશ તાજો રાખી મારા પ્રત્યે અનહદ પ્રેમ અને માયા રાખો છો, તે કારણથી આ નાનકડુ. પરંતુ આપણા બ્રાહ્મણબંધુઓને ખાસ ઉપયોગી પુસ્તક હુ આપનેજ અર્પણ કરૂ છુ

મીતી, સવત ૧૯૮૧ના માઘ શુદી પચમી
રાયપુર, બગડાવાડ, અમદાવાદ.

લી હુ છુ આપનો
કૃપાશંકર કાળીદાસ શુક્લ
વઢવાણ શહેર નિવાસી

# પ્રસ્તાવના.

આપણી આર્યભુમીના નિપુણ મુનીઓએ, અનેક વિદ્યાઓનો વારસો તેમના સતાનોને સોપ્યો છે આ વિદ્યાઓમા સામુદ્રિક જેવી અદ્‌ભૂત વિદ્યા પણ છે સામુદ્રિક વિદ્યાનુ મથન, પ્રથમ, આપણા દેશના વિદ્વાનોએ કરેલ છે અને હવે તે વિદ્યાને, કેટલાક વર્ષો પહેલા સાચી વિદ્યા તરીકે નહિ સ્વીકારનાર, પાશ્ચમના વિદ્વાનો પણ, સત્ય વિદ્યા તરીકે માનવા લાગ્યા છે, એટલુજ નહિ, પરતુ સામુદ્રિક વિદ્યાના કાઇ કાઇ નવા નવા શોધનો પણ તેમણે કરેલ છે કોઈ વિષયમા જેમ ઘણા વિદ્વાનો ઉડા ઉતરતા જાય તેમ વિચારોની ભીન્નતા પણ વધે, એ ન્યાય અનુસાર, સામુદ્રિક વિષયને સત્ય માનવા છતા, તેના ચીન્હોના ભાવો માટે વિદ્વાનોમા મતભેદ છે આપણા વિદ્વાનો જે રેખા કે ચિન્હોને જે ભાવ આપનાર માને છે, તે રેખાઓ માહેની કેટલીકને અન્ય વિદ્વાનો જુદાજ ભાવ આપનારી માને છે આવી રીતે વિચારોની ભીન્નતા હોય ત્યારે જુદા જુદા મત માટે સત્યાસત્ય પણામા ઉતરવા કરતા આપણા આર્ય વિદ્વાનોએ સામુદ્રિકનુ જે રીતે વર્ણન કરેલ છે, તે રીતેજ, તેમાથી કેવળ સાર સાર ગ્રહણ કરીને, એ શાસ્ત્રના સત્ત્વરૂપ, આ "સામુદ્રિક સત્ત્વ" નુ નાનકડુ પુસ્તક, સાદી અને સરલ ભાષામા લખવાનો પ્રયત્ન કર્યો છે સામુદ્રિક વિદ્યા જાણવાની ઇચ્છાવાળાઓને એ માર્ગ દર્શક થાય તેમજ કોઈ પણ બધુ, પોતાની જાતેજ પોતાની રેખાઓનો ભાવ જોઇ શકે, એ આ પુસ્તક લખવાનો ઉદ્દેશ છે, તે ફળીભુત થાઓ એવી પ્રભુ પાસે યાચના છે શ્રી રસ્તુ'

લી કર્તા

# અનુક્રમ પ્રષ્ટાંક

પૃષ્ટ

સામુદ્રિક શાસ્ત્ર અને તે જાણવાની જરૂર, .. ૧
સામુદ્રિક શાસ્ત્ર એ જુની અને અદ્ભુત વિદ્યા છે .. ૨
બાપની રેખા રેખા લક્ષણ . ૩
માતાની રેખા અને ભાગ્ય રેખા ૪
માતાની રેખા તથા આયુષ રેખા. . ૫
આયુષ રેખા ઉપરથી જીવન મરણનો ભાવ .. ૬
ઉર્ધ્વ રેખા કે પુન્ય રેખા ... ૮
ઉર્ધ્વ રેખાનો ભાવ . ૯
સ્ત્રી અને સંતાન રેખાઓ . ૧૧
ભાઈ બેનની રેખાઓ . . . ૧૨
માછલીનુ ચીન્હ કે સાદ્ધિ ચીન્હ, ૧૩
સીદ્ધિ સુખ સંપતી અને ધન આપનાર ચીન્હો ... ૧૪
ત્રીશુળ ચીન્હ કે ધર્મ ચીન્હ. . ૧૫
મંત્રી અને રાજાના ચીન્હો ૧૦
જવ ચીન્હના લક્ષણ. ૧૭
ચક્ર ચીન્હના લક્ષણ .. .. ૧૮
જુદે જુદે સ્થળે ઓછા વધતા ચક્રના ભાવ...... ૧૯

| | પૃષ્ટ |
|---|---|
| વિપરિત ચીન્હોના વિપરિત ભાવો, તથા અન્ય ચક્રના ચીન્હોના ભાવ .... ... | ૨૦ |
| આંગળીઓ ઉપરના ચક્રના ચીન્હોના ભાવ | ૨૧ |
| ચક્ર સખ્યા ઉપરથી ભાગ્યનો નીર્ણય . . | ૨૪ |
| સૂર્ય ચંદ્ર અને હવીવાર આદી ચીન્હોના ભાવ | ૨૬ |
| હાથી ઘોડા આદી ચીન્હોના ભાવ | ૨૭ |
| મુશળ ખાડણી આદી ચીન્હોના ભાવ ... .. | ૨૮ |
| પુષ્પ વૃક્ષ તોરણ દેર મદીર વિગેરેનો ભાવ .. | ૨૯ |
| ધનુષ ચક્ર દંડ ગદા આદી ચીન્હોના ભાવ . | ૩૦ |
| સર્પ મુગટ કમળ વૃશ્ચિક આદી ચીન્હોનો ભાવ . | ૩૧ |
| યજ્ઞ કુંડ, વાવ ત્રીકોણ સૂર્ય ચંદ્ર આદી ચીન્હોનો ભાવ | ૩૨ |
| કળશ ધ્વજા છત્ર રથ આદી ચીન્હોના ભાવ ..... | ૩૩ |
| હાથેળીમા ઓછી વધતી રેખાઓના ભાવ ... | ૩૪ |
| આંગળી ઉપર રેખાઓના ભાવ . | ૩૫ |
| કપાળ ઉપરની રેખાઓના ભાવ .. | ૩૭ |
| લલાટ લક્ષણ . . | ૩૮ |
| લલાટની રેખા ઉપરથી આયુષ પ્રમાણ | ૩૯ |
| શરીરના અંગ ઉપરથી ભાગ્ય લક્ષણ . | ૪૦ |
| વર્ણ તથા મધ લક્ષણ ..... | ૪૧ |

| | |
|---|---|
| | પૃષ્ટ |
| ગંધ તથા ચાલ લક્ષણ. . ... | ૪૨ |
| ગતી કે ચાલ લક્ષણ. . ... | ૪૩ |
| તલ ઉપરથી ભાગ્ય લક્ષણ... ... | ૪૪ |
| વાળ લક્ષણ ( મુછના ). . .. | ૪૭ |
| ડોક કે ગરદન લક્ષણ.. . | ૪૮ |
| માથુ, મુખ, તથા દાતના લક્ષણ.... | ૪૯ |
| નાક, ગરદન, અને બાજુ બધ રેખાના લક્ષણ.. . | ૫૦ |
| આખ લક્ષણ.... ..... | ૫૧ |
| નાભી, માથાની ટાલ, અને એક આખના લક્ષણ | ૫૨ |
| કાન લક્ષણ ........ | ૫૩ |
| દાતના રંગના લક્ષણ...... | ૫૪ |
| પુરૂષ ચીન્હ લક્ષણ ......... | ૫૫ |
| સ્ત્રી ચીન્હ લક્ષણ .... | ૫૬ |
| દીર્ઘ બાહુ કે અજાન બાહુના લક્ષણ | ૫૭ |
| દીર્ઘ છાતીના લક્ષણ......... .. .. . ..... .... | ૫૮ |
| મસ્ત જાગના લક્ષણ...... . .... . ..... | ૫૯ |
| પગના ચીન્હોના લક્ષણ.... .. . .. .... .. .. | |
| રાજ વૈભવ લક્ષણ.... .. .... ............ | ૬૦ |
| ટુકા, જાડા લાલ અને સુપડા જેવા પગના લક્ષણ...... | ૬૧ |

| | |
|---|---|
| | પૃષ્ઠ |
| પગના રંગ ઉપરથી ભાગ્ય લક્ષણ. . .. . | ૬૧ |
| પગની આંગળીઓ અને રેખાઓ ઉપરથી ભાગ્ય લક્ષણ | ૬૩ |
| પગના રંગ અને બીજા ચીન્હો ઉપરથી ભાગ્ય લક્ષણ | ૬૪ |
| પગના ચીન્હો અને રેખાઓ ઉપરથી ભાગ્ય લક્ષણ ... | ૬૫ |
| ગરીબને ધનવાન અને ધનવાનને ગરીબ કરનાર રેખા . | ૬૯ |
| લાંબી ટુંકી પગની આંગળીઓ ઉપરથી ભાગ્ય પરિક્ષા | ૭૦ |
| લાંબી ટુંકી આંગળીઓ ઉપરથી સ્ત્રી સુખનો નીર્ણય . | ૭૨ |
| પાની અને આંગળીઓ ઉપરથી ધર્મ, ધન અને સ્ત્રી સુખ .. | ૭૩ |
| આંગળીઓ ઉપરથી વિદ્વાન લંપટ અને સ્ત્રી વીણના લક્ષણ | ૭૪ |
| હાથેળા અને આંગળા લાંબા ટુંકાના લક્ષણ . | ૭૫ |
| અંગુઠો, છાતી, ગાલ માથુ અને કમરના લક્ષણ . | ૭૬-૭૭ |
| આંખ હોઠ અને પેટની ડગલીના લક્ષણ . ... . | ૭૮ |
| સ્ત્રીઓના ખાસ સામુદ્રિક લક્ષણ .. | ૭૮-૮૮ |




## સામુદ્રિક શાસ્ત્ર અને તે જાણવાની જરૂર.

છપ્પા

સામુદ્રિક છે શાસ્ત્ર, ભાગ્ય કહેવાનુ જાણો,
શરીર ઉપરના ચીન્હ તપાસી, સત્ય પ્રમાણો,
ડાબે હાથે નાર તણા, લક્ષણ જોવાયે.
જમણે હાથે તેજ રીતે, નરના કહેવાયે,
વળી એ રીતે પગના ચીન્હો, નર નારીના જાણવા,
કહે કૃષ્ણ શીખીને શાસ્ત્ર આ, સુખ દુ ખ સર્વ પ્રમાણવા.

મનુશ માત્રનુ ભાગ્ય જોવા માટે સામુદ્રિક શાસ્ત્ર, એ એક એવુ શાસ્ત્ર છે કે એ શાસ્ત્ર શીખેલ શરીર ઉપરના ચીન્હો જોઇને ભાગ્ય કહી શકે છે પુરૂષનુ ભાગ્ય તપાસવા માટે જમણે હાથે અથવા પગે રેખાઓ જોવી અને સ્ત્રીનું ભાગ્ય જોવા માટે ડાબે હાથે અગર પગે જોવી લલાટ અને શરીરના બીજા ભાગોના ચીન્હો બન્ને સ્ત્રી અગર પુરૂષને એક સરખી રીતેજ જોઇ શકાય છે

## સામુદ્રિક શાસ્ત્ર એ જુની અને અદ્‌ભૂત વિદ્યા છે.

છપ્પા

પરા પૂર્વથી આજ, શાસ્ત્ર આધારે સહુનુ,
કહેતા આવ્યા ભાગ્ય, મુની ધની કે રાજનનું,
ગરીબ તવગર એજ, શાસ્ત્ર આધારે જાણો,
ચીન્હ તપાસી સર્વ, કહો સંદેહ ન આણો,
જો ખંત ધરીને શીખશો, દુર્લભ નહિ એ લેશ પણ,
કહે કૃષ્ણ શીખેલા શાસ્ત્રઆ, જશ પામ્યા છે સર્વજણ

આ શાસ્ત્રના આધારથી અનાદી કાળથી સાધુ સંત ધનવાન અને રાજા, સૌનુ ભાગ્ય પારખવામા આવે છે વળી ગરીબ અને પૈસાપાત્ર, સર્વનુ ભાગ્ય આજ શાસ્ત્રના આધારથી કહી શકાય છે. તેમા કાંઈપણ સંદેહ નથી જો આ શાસ્ત્રને ખંતથી શીખાય, તો તે શીખી લેતા જરા પણ મુશ્કેલ નથી આ શાસ્ત્ર શીખેલા દરેક ઠેકાણે જશ મેળવે છે

# રેખા લક્ષણ.

## બાપની રેખા

### દોહરા

પીતૃ રેખ કાંડા તણી, મૂળ થકી શરૂ થાય,
હાથેળી વચ્ચે થઇ, અંગુઠા પર જાય,
અંગુઠાને તર્જની વચ્ચે પુરણ થાય
પીતૃ રેખ આ રેખને, હાથ વિષે કહવાય,
આખી રેખા હોયતો પુત્ર પિતાનો હોય,
પણ જો ખંડીત હોય તો, અન્ય તણો કહવાય

કાંડાના મુળ પાસેથી શરૂ થઇ હથેળીના વચલા ભાગમા થઇ અંગુઠા તરફ તર્જની આંગળી અને અંગુઠા વચ્ચે જે રેખા જાય તેને પીતૃ રેખા કહેવાય છે જો આ રેખા વચ્ચે, કોઇ ઠેકાણે ખંડીત ન થતા આખી હોય તો તે પોતાના બાપનોજ પુત્ર છે એમ જાણવું પરંતુ જો તે વચ્ચે ખંડીત થયેલી હોય તો તેનો જન્મ કોઇ બીજાથી થયેલો છે એમ સામુદ્રિક શાસ્ત્ર કહે છે

# રેખા લક્ષણ

## માતાની રેખા અને ભાગ્યરેખા

### દોહરા.

હાથેળી વચ્ચે થઇ, પીતૃ રેખ સુધી છેક.
રેખા જે જાયે નકી, જાણો માતૃ રેખ,
પહોચે અગુઠા અને તર્જની વચ્ચે સ્હેજ,
માતૃ રેખ એ જાણવી, ભાગ્ય રેખ પણ એજ,
મળે કદી માતા અને, પીતા તણી એ રેખ,
સ્નેહરુપ છે એયને, સત્ય વાતએ પેખ

આયુષ્ય રેખા અને પીતૃ રેખાની વચ્ચે, હાથેળીના વચલા ભાગમાં થઇ અગુઠા તરફ, તર્જની અને અગુઠાની વચ્ચે પીતૃ રેખા તરફ જે રેખા જાય છે, તેને માતૃરેખા જાણવી આ રેખાને ભાગ્ય રેખા પણ કહેવામા આવે છે આ માતૃરેખા અને પીતૃરેખા, જો બન્ને સાથે મળી જાય, તો માતા પીતા સપીને ગ્હેનાગ હોય એમ જાણવું

## માતાની રેખા તથા આયુષ્ય રેખા

### દોહરા

પણ જો એ છુટી રહે, કલેશ બેયને હોય,
મળે ન મેળજ એમનો, ઝગડો નીત્યે થાય,
લાબી રેખા હોય આ, દીર્ધાયુ કહેવાય,
સુખ સપત બહુ ભોગવી, સ્વર્ગે બન્ને જાય,
કનિષ્ઠિકા નીચે થકી, તર્જની બાજુ જાય,
આયુરેખ એ જાણવી, આયુ તેથી કહેવાય

પરતુ જો આ માતૃ રેખા અને પીતૃ રેખા છુટી રહે અને એકબાજાને મળે નહિ તો માત પીતાને અણબનાવ હોય, એમ જાણવુ જો આ રેખાઓ લાબી હોય તો બન્ને લાબુ આયુષ ભોગવી, સ્વર્ગ વાસી થાય

ટચલી આગળીની નીચેથી નીકળી તર્જની તરફ જે રેખા જાય, તે રેખાને આયુષ રેખા કહેવામા આવે છે, આયુષ પ્રમાણ આ રેખાથી જોવાય છે

## આયુષ્ય રેખા ઉપરથી જીવન મરણનો ભાવ.

### દોહરા

આયુ રેખ જોવી પ્રથમ, જો એ સારી હોય.
તો જોવુ બીજુ બધુ, નહિતર લાભ નહોય,
આયુ રેખ આખી અને તર્જની સુધી જાય
સો વર્ષો જીવે પુરા દીર્ઘાયુ કહેવાય,
પણ જો આ રેખા હશે, અનામિકા પાસેજ,
મધ્યમ કેરા મૂળમા અલ્પાયુ એ છેજ,
આયુ છે ચાલીસનુ, કે તેથી પણ લેશ,
જરૂર તપાસીને કહો, સશય નહિ લવલેશ,

આયુષ રેખાને હમેશા પહેલી જાવી કેમકે એ રેખા સારી હોય તો પછી બીજી રેખાઓના ભાવ જોવા કામના છે, જો આયુષ રેખા સારી ન હાયતો બીજી રેખાઓના ભાવ જોવા નકામા જેવા છે જો આ રેખા આખી હોય અને તર્જની આગળી સુધી જાય તો એકસો વર્ષનુ આયુષ સમજવુ જો આ રેખા અનામિકા આગળી અને મધ્યમા આગળીની વચ્ચે સુધી હોય તો તેને અલ્પ આયુષી એટલે ૪૦ વર્ષની આસપાસ આયુષ વાળો જાણવો

## આયુષ રેખા ઉપરથી જીવન મરણનો ભાવ (ચાલુ).

### દોહરા

તેથી પણ ટુંકી કદી, અલ્પ રેખ દેખાય,
છેક અલ્પ આયુશ એ, પંદર સોળ ગણાય,
હોય મધ્યમાની સુધી, આયુ રેખ અણી શુદ્ધ,
આયુ વર્ષ ત્રેસઠ તણું, ચીન્હ જણાયે શુભ,
આયુ રેખ કદી ક્ષીણકે, તુટેલી દેખાય,
બાળ અવસ્થાની મહી પરલોકે એ જાય.

જો આ આયુષ રેખા તેથી પણ ઓછી હોયતો થોડું આયુષ સમજવું એટલે પંદર સોળ વરસનું જાણવું, જો મધ્યમા આંગળી સુધી આયુષ રેખા અણી શુદ્ધ ચોખી હોય તો ત્રેસઠ વર્ષનું આયુષ જાણવું, જો આયુષ રેખા ઝાંખી અગર તુટેલી હોય તો બાળક અવસ્થામાંજ મરણ થાય એમ જાણવું

# ઉર્ધ્વ રેખા કે પુન્ય રેખા

## દોહરા

અનામિકાને વચલીના, મુળ થકી લંબાય,
ને કાંડા સુધી જાય જે, પુન્ય રેખ કહેવાય,
ઉર્ધ્વ રેખ પણ એજ છે, તે જો આખી હોય,
રાજ લાભ તેથી મળે, સંશય ન ધરો કોઈ,
ઝાંખી રેખા હોય તો, ફળ તેનુંજ અશુભ,
ઝીણી પણ આખી કદી ફળ થોડું છે શુભ,
અંગુઠામા હોય જો, ઉંચી રેખા સ્પષ્ટ,
નરપતી કે સેનાપતી, પામે નહિ કો કષ્ટ

અનામિકા અને વચલી આગળીના મુળમાથી ગરૂ થઇને કાંડા સુધી જે રેખા જાય તે રેખાને પુણ્ય રેખા કહેવામા આવે છે, આ રેખાને ઉર્ધ્વ રેખા પણ કહેવાય છે, જો આ રેખા પુરેપુરી, ખંડીત થયા વિનાની હોય તો તેનાથી રાજ્ય લાભ થાય છે, અને ઘણુ સુખ મળે છે જો આ રેખા ઝાખી હોય તો તેનુ ફળ સારૂ નથી પરંતુ જો ઝાખી છતા આખી હોય તો થોડુ શુભ ફળ આપે છે જો અંગુઠાની વચ્ચે એક ઉભી રેખા હોય તો તે રાજા અગર મોટો સેના પતી થાય

## ઉર્ધ્વ રેખાનો ભાવ ( ચાલુ )

### દોહરા

વળી હાય ધનવાનને, આયુ લાંબુ હોય,
સુખ પામે વિધ વિધ રીતે, કીર્તિ વૃદ્ધી થાય,
ઉર્ધ્વ રેખ કદી કોઇને, તર્જની સુધી હોય,
રાજાનો વિશ્વાસુ એ, સેવક જન કહેવાય,
પણ તેના સૌ ધર્મનો, નાશ ખચીતે થાય,
રાજ કાજ કરતા બધા, ધર્મ નહિ સચવાય,
હોય મધ્યમાની સુધી, ઉર્ધ્વ રેખ પહોચેલ,
પુત્ર, પૌત્રને લક્ષ્મી સૌ, સ્હજે આવી મળેલ.

વળી ધનવાન અને દિર્ધાયુષી થાય, અનેક જાતના સુખ ભોગવે તેમજ કીર્તિવાન થાય. જો ઉર્ધ્વ રેખા કોઇ માણસને કાંડાથી તર્જની સુધી હોય તો તે રાજા અગર મોટા માણસનો વિશ્વાસ પાત્ર થાય, પરંતુ રાજાની સેવા કરતા તેના ધર્મ કાર્યો સાચવી નહિ શકાવાથી ધર્મ કાર્યનો લોપ થાય, જો આ ઉર્ધ્વ રેખા મધ્યમા આગળી સુધી પહોચેલી હોયતો તે પુત્ર, પૌત્ર, અને લક્ષ્મીનુ સુખ ભોગવે.

## ઉર્ધ્વ રેખાનો ભાવ ( ચાલુ ).

### દોહરા

અનામિકાના મૂળમા, પહોચે રેખા એજ,
ધન પામે મહેનત થકી, સત્ય વાત એ છેજ,
પુત્ર પૌત્ર ગૃહ આદીમા, સુખ દુ ખ બન્ને હોય,
જીદગી એ રીતે જશે, ન ધરો સશય કોઈ,
કનિષ્ઠિકા સૂધી કદી, ઉર્ધ્વ રેખ લબાય,
આયુ છે સો વર્ષનુ, વિદેશ વસવા જાય.

જો ઉર્ધ્વ રેખા અનામિકાના મુળ સુધી જાય તો તે માણસ મહેનત કરીને ધન મેળવે પુત્ર પૌત્ર અને ઘર સસારમા સામાન્ય સુખ દુ ખ ભોગવે અને એ રીતે જીદગી પુરી કરે. જો આ ઉર્ધ્વ રેખા કનિષ્ઠિકા આગળી સુધી જાય તો તે માણસનુ આયુષ એકસો વર્ષન હોય અને તેને પરદેશમા રહેવા જવુ પડે

# સ્ત્રી અને સંતાન રેખાઓ

## દોહરા

આયુ રેખા ઉપરે, ટચલી આગળી પાસ,
રેખા હોયે જેટલી, પત્ની થાયે ખાસ,
પત્નીને વળી પુરૂષ છે, અન્યો અન્ય વિચાર,
પતી પત્ની સંખ્યા તણો, સમજો આથી સાર,
અંગુઠાના મુળમા, મોટી રેખા હોય,
પુત્રો તેને તેટલા, સંશય ન ધરો કોઇ,
ઝીણી રેખા હોય તે, પુત્રી રેખ વિચાર
પુત્ર પુત્રીનુ પારખુ, આ રેખાથી ધાર.

આયુષ રેખાની ઉપર અને ટચલી આગળીની નીચે જેટલી રેખાઓ હોય તેટલી સ્ત્રીઓ તે પુરૂષને થાય, અને સ્ત્રીને હોય તો તેટલા પુરૂષ તે સ્ત્રીને થાય. આ રીતે પુરૂપ અને સ્ત્રીના ભાવ અન્યો અન્ય જોઈ શકાય છે. અંગુઠાના મુળ પાસે જેટલી મોટી રેખાઓ હોય તેટલા પુત્ર થાય અને જેટલી નાની રેખાઓ હોય તેટલી પુત્રીઓ થાય આ રીતે સંતાનનો ભાવ જોઇ શકાય છે

## ભાઇ બહેન ની રેખાઓ

### દોહરા

આયુ રેખાની નીચે, પહોચા ઉપર હોય,
રેખા સંખ્યા જેટલી, ભાતૃ સર્વ કહેવાય,
પણ જે રેખાઓ ઝીણી, ભગીની સંખ્યા જાણ.
ભ્રાતૃ ભગીની કેટલા, આ રીતેજ પ્રમાણ.

આયુષ રેખાની નીચે પહોચા ઉપર જેટલી મોટી રેખાઓ હોય તેટલા ભાઇ તે માણસને હોય અને જેટલી નાની રેખાઓ હોય તેટલી બહેનો જાણવી એ રીતે ભાઈ અને બહેનનો ભાવ જોઇ શકાય છે.

## માછલીનું ચીન્હ કે સીદ્ધિ ચીન્હ.

છપ્પા

હોય માછલી ચીન્હ, હાથમા નીચે જેને,
કાર્ય સીદ્ધિ કરનાર, મળે સુખ સપત તેને,
પુત્ર પૌત્રનું સુખ, ભર્યા ધનથી ભડારો,
ધર્મ કીર્તિનો પ્રેમ, યશસ્વી છે પણ સારો,
જો મત્સ ચીન્હ આ હાથના, મુળ પાસે મણીબ ધમા,
કહે કૃષ્ણ કદી જો હોયતો, નીત્ય રહે આન દમા

જેના હાથના નીચેના ભાગમા માછલીનુ ચીન્હ હોય તે માણસ દરેક કાર્ય સીદ્ધ કરી શકે છે, તેને સુખ સપત સૌ મળે છે તેને પુત્રો અને પૌત્રોનું સુખ હોય છે, તે માણસ ધનવાન હોય છે. તેને ધર્મના કાર્યો કરવાનો અને કીર્તિ મેળવવાનો પ્રેમ હોય છે તેને દરેક ઠેકાણે જશ મળે છે. વળી જે માણસના હાથમા આ રીતે માછલીનુ ચીન્હ હોય તે હમેશા આનંદી સ્વભાવનો હોય છે

## સીદ્ધિ, સુખ સંપતી અને ધન આપનાર ચીન્હો.

છપ્પા

હોય તુળા કે નગર હાથમા વજ્જ જેને,
નીશ્ચે સીદ્ધિ સર્વ મળે વેપારે એને,
કમળ ધનુષ તલવાર, તણા જો હોય ચીન્હતો,
ધન સુખ પામે તેહ, ભોગવે ભોગજ તેતો,
વળી અષ્ટ કોણનુ ચીન્હ જો, હોય કોઇના હાથમા,
કહે કૃષ્ણ ખચીત એને મળે, સુખ સપત ધન સાથમા.

જેના હાથમા ત્રાજવાનુ ચીન્હ અગર નગર કે વજ્રનુ ચીન્હ હોય તેને દરેક જાતની સીધ્ધિ મળે છે તેમજ વેપાર રોજગારમા ધન મળે છે કમળ ધનુશ કે તલવારના ચીન્હો હોય તો તેને ઘણી જાતના સુખ મળે છે. અને તે ભોગવિલાસી થઈ શકે છે વળી આઠખુણાવાળુ ચીન્હ કોઇના હાથમા હોય તો તેને સુખ સપતી અને ધન મો મળે છે

## ત્રીશુળ ચીન્હ કે ધર્મ ચીન્હ

છપ્પા

હોય ત્રીશુળનુ ચીન્હ ધર્મના કાર્ય કરે તે,
યજ્ઞ દાન ને દેવ પુજને મસ્ત રહે તે,
વળી ભોગવે રાજ સુખ બહુ વિધ વિધ રીતે,
પુન્ય તણે પરતાપ. લક્ષ્મી ખરચે શુભ કૃત્યે,
છે ગૌ બ્રાહ્મણ પ્રતિપાળએ, નિશ્ચે જાણો રાજવી,
કહે કૃષ્ણ ત્રીશુળના ચીન્હથી, કીર્તિ ભારે જાણવી

જેના હાથમા ત્રીશુળનુ ચીન્હ હોય તે ધર્મ કાર્ય કરનારો થાય છે વળી યજ્ન કરવામા દાન દેવામા અને દેવ પુજન કરવામા તે હમેશા આનંદ માને છે વળી તેને ઘણી જાતના રાજસુખ મળી શકે છે વળી તે સારા કાર્યોમા પૈસા ખરચીને પુન્યના કામો કરી શકે છે વળી તે ગાયો અને બ્રાહ્મણોને પાળનારો કીર્તિવાન રાજા થાય છે.

# મંત્રી અને રાજાના ચીન્હો

છપ્પા

પર્વત, કંકણુ, યોની મનુષ્યશીર હસ્તે જેને,
કળશ સરીખા ચીન્હ, જાણવો મંત્રી એને.
અંકુશ, કુંડળ, ચક્ર, ચીન્હ દેખાય કદી જો,
ચક્રવત્તી રાજન્ન, હોય સંશય નહિ બીજો,
છે સામુદ્રિકનુ વચન આ ખોટું નહિ કદીયે થશે,
કહે કૃષ્ણ ચીન્હ આ હોય તો, જરૂર રાજવી તે હશે

પર્વત, કંકણ (ચુડી) યોની (સ્રી ચીન્હ) મનુષ્યનુ મસ્તક કળશ (લોટો) વીગેરે ચીન્હો જેના હાથમા હોય તે રાજાનો પ્રધાન થાય છે. વળી જેના હાથમા અંકુશ કુંડળ કે ચક્ર જેવા ચીન્હો હોય તે જરૂર ચક્રવર્તી રાજા થાય એવુ સામુદ્રિકનુ વચન છે નક્કી જાણવુ

## જવ ચીન્હનાં લક્ષણ

છપ્પા.

જવનુ ચીન્હજ હોય, કદી અંગુઠા વચ્ચે,
આપ કમાઇ થકી ભોગવે ધનસુખ નીશ્ચે,
મધ્યમ, તર્જની મુળ હોય જો ચીન્હો જવના,
પત્ની ઘણી પ્રેમાળ, મળે સુખ ઉત્તમ ઘરના,
જો જવ ચીન્હો આ રીતે, હોય ખચિત કોને યદી,
કહે કૃષ્ણ ભોગવે સુખ ઘણાં સંશય નહિ તેમાં કદી

જો કોઇ માણસને અગુઠાના વચ્ચેના ભાગમા જવના આકારનું ચીન્હ હોય, તોતે માણસ પોતાની કમાણીથી ધન મેળવે, વચલી આંગળી અને અગુઠા પછીની આગળી (તર્જની) ના મુળમા જો જવ ના આકારનુ ચીન્હ હોય તો તેની સ્રી પ્રેમાળ હોય અને તેને રહેવા સારૂ ઘર હોય, જો જવના ચીન્હ આ રીતે હોય તો ખરેખર ને માણસ સુખી હોય છે

## ચક્ર ચીન્હના લક્ષણ.

છપ્પા.

હોય ચક્રના ચીન્હ  આગળી  પાચે ઉપર,
પરમ ભક્ત છે એજ, સુખી ધની એ પૃથ્વીપર,
મળે વળી સુખ સર્વ, પરમ પદ  પામે પોતે,
આ લોકે પરલોક, ભોગવે સુખ બહુ  રીતે,
જો હોય ચક્રના ચીન્હ તો, પાચે આંગળીની મહી,
કહે કૃષ્ણ ખરો એ ભક્ત છે, ઈશ્વર પ્રેમી છે સહી

જે પાચે આગળી ઉપર ચક્રના આકારના ચીન્હ હોય તો તે માણસ ઇશ્વરનો ભકત હોય છે તેમજ તે સુખ વાળો અને ધન વાળો હોય, આ લોક અને પર લોકમા પણ તેને સુખની પ્રાપ્તી થાય પાચે આગળી ઉપર ચક્ર ચીન્હ હોય તો તેને ખરેખર ભકત જાણવો

## જુદે જુદે સ્થળે ઓછા વધતા ચક્રના ભાર

છપ્પા.

હોય અગુઠે ચક્ર, અગર જવ પુરો જાણુ,
ખચિત મેળવે દ્રવ્ય, પિતાને પર પોતાનુ
વળી મેળવે દ્રવ્ય, જગતના અન્ય જનોનુ,
નીશ્ચે જાણો એજ પરાક્રમ આ ચીન્હોનુ
કદી તર્જની માહી ચક્ર તો ધન એ પામે મીત્રથી
કહે કૃષ્ણ ખચિત એ જાણજો જીતે હોડે શત્રુથી

જો અગુઠામા ચક્રના આકારનુ ચીન્હ હોય અગર પુરેપુરા જવના આકારનુ ચીન્હ હોય તો તે માણસ જન્મથી શ્રીમન્ત હોય, એટલે તેને તેના બાપ દાદાનુ દ્રવ્ય મળે વળી વેપારી લોકો તેમજ અન્ય લોકો પાસેથી પણ તેને દ્રવ્ય મળે જો અગુઠાની પછીની પહેલા આગળી (તર્જની) ઉપર ચક્રનુ ચીન્હ હોય તો તેને મીત્રો તરફથી દ્રવ્ય મળે એ નક્કી સમજવુ તેમજ તે માણસ શત્રુઓ ઉપર જીત મેળવે

## વિપરિત ચીન્હોના વિપરિત ભાવો, તથા અન્ય ચક્રના ચીન્હોના ભાવો

છપ્પા.

પણ જો વિપરિત ચીન્હ તર્જની ઉપર હોયે,
ધન સૌ ચાલ્યુ જાય, મીત્ર લુટી લે સહુ એ,
વચલી ઉપર હોય, ચક્રનુ ચીન્હજ જેને,
ધનસુખ પ્રાપ્તી થાય, દૈવથી નીશ્ચે એને,
પણ જો ઉલટુ ચક્ર નો, ધન સૌ ચાલ્યુ જાય છે,
કહે કૃષ્ણ દૈવના કાર્યમાં, ધન હિન તે નર થાય છે

પરંતુ જો આ ચક્રનુ ચીન્હ અવળુ હોય તો તમામ દ્રવ્યનો નાશ થાય, મીત્રો અને સગા વહાલા તમામ પૈસા લઈ જાય, જો વચલી આગળી ઉપર ચક્રનુ ચીન્હ હોય તો દૈવ તરફથી તેને ધનની પ્રાપ્તી થાય, પણ જો આ ચીન્હ અવળુ હોય તો દૈવના કામોમા તમામ દ્રવ્ય ખરચાઈ જાય અને બીજી રીતે પણ ધનનો વ્યય થઈ જાય

## આંગળીઓ ઉપરનાં ચક્રના ચીન્હોનો ભાવ.

છપ્પા

વળી કજીયા કંકાસ, વધે ઉલટા ચીન્હોથી,
વિપરિત ચક્રજ હોય, દુઃખ પામે બહુ તેથી
હોય ચક્રનું ચીન્હ, આંગળી મધ્યમ ઉપર,
વિદ્યા વૃધ્ધી થાય, પરિશ્રમ વીણ ખરેખર,
વળી દીર્ધાયુ ધનવાનને, સ્ત્રી જન પ્રેમી એજ છે,
કહે કૃષ્ણ સજન ગુણવાનને, ચતુર સાહસી તેજ છે.

વળી જો આ ચીન્હો અવળા હોય તો કજીઆ અને કંકાસનો વધારો થાય અને ઘણી રીતે દુઃખ આવી પડે, જો વચલી આગળી ઉપર ચક્રનુ ચીન્હ હોય તો થોડા પરિશ્રમથી પણ વિદ્યા મેળવી શકે છે વળી આ ચીન્હથી માણસ દીર્ધાયુષી ધનવાન સ્ત્રીઓનો પ્રેમી થાય છે, તેમજ તે માણસ સજ્જન ગુણવાન ડાહ્યો અને ઉત્તમ સાહસ ખેડનારો થાય છે

## આંગળીયો ઉપરનાં ચક્રનાં ચીન્હોનો ભાવ (ચાલુ.

છપ્પા.

ચક્ર ચીન્હ કદીહોય, આગળી વચલી ઉપર,
લાભ પુત્ર પરિવાર, તણો, પામે તેવા નર,
અનામિકાનું ચક્ર, કદી ઉલટું દેખાયે,
નિર્ધન નીતિ હીણુ ખરેખર તે નર થાયે,
વળી મહા લોભી ને તેજહીણુ એવા નર નીશ્ચે સહી,
કહે કૃષ્ણ ચક્ર વિપરીત જો, વિપરીત ગતી તેની કહી

વળી વચલા આગળી ઉપર ચક્રનુ શુભ ચીન્હ હોય તો પુત્ર અને પરિવાર (છોકરા છૈયા) નુ સુખ તેને મળે છે. વચલી આગળી પાસેની (અનામિકા) આગળી ઉપર અવળા ચક્રનુ ચીન્હ હોય તો તે માણસ ધનહીણુ તથા નીતિ વિનાનો થાય છે, વળી ઘણોજ લોભી પરાક્રમ વિનાનો તથા તેજહીણુ પણ તે થાય છે.

## આંગળીયો ઉપરનાં ચક્રનાં ચીન્હોનો ભાવ (ચાલુ).

### છપ્પા

હોય ચક્રનુ ચીન્હ, આગળી છેલ્લી ઉપર,
લક્ષ્મીવાળો તેજ, વણુજ વેપારે સદ્ધર,
પણુ જો ઉલટું ચક્ર, ખુએ વેપારે લક્ષ્મી,
ધન સૌ ચાલ્યુ જાય, અને લક્ષ્મીજ અલક્ષ્મી,
છે આ રીતે સૌ ચક્રના ભાવ આગળી ઉપરે,
કહે કૃપણુ ભાગ્ય જોઈ કહો, જશ મળશે તેથી ખરે.

છેલ્લી આગળી ઉપર ચક્રનુ ચીન્હ હોય તો તે ધનવાન અને કીર્તિવાન વેપારી થાય, પરંતુ જો આ ચક્ર અવળુ હોય તો વેપાર ધંધામા પૈસાની પાયમાલી થાય, અને જે લક્ષ્મી, સુખ આપનારી કહેવાય, તે દુખ રૂપ થાય, આ રીતે આગળાઓ ઉપરના ચક્ર ચીન્હોનો ભાવ છે

## ચક્ર સંખ્યા ઉપરથી ભાગ્યનો નીર્ણય

છપ્પા

હોય ચક્ર જો એક, સુખ પામે બહુ વીધિના,
બે ચક્રો કદી હોય, શત્રુઓ ઝાઝા તેના,
ત્રણ ચક્રથી રાજમાન પામે શુભ પેરે,
ચાર ચક્ર જો હોય ભોગ ભોગવશે લ્હેરે,
પાચ ચક્રથી રાજવી જાણો નીશ્ચે જગ વિષે,
કહે કૃષ્ણ ચક્રનો ભાવ આ, જશ વધશે વિધવિધ મીશે.

જો બધી આગળી ઉપર મળીને એક ચક્ર હોય તો સુખી થાય, બે ચક્ર હોય તો ઘણા શત્રુ થાય, ત્રણ ચક્ર હોય તો રાજાઓથી માન પામનાર થાય અગર ચાર ચક્ર હોય તો ભોગવિલાસી થાય, પાચ ચક્ર હોય તો રાજા અગર રાજાના જેવા સુખ ભોગવનાર થાય, આ રીતે ચક્રોનો ભાવ સમજવો

## ચક્ર સંખ્યા ઉપરથી ભાગ્યનો નીર્ણય (ચાલુ)

છપ્પા.

દશે આગળી ચક્ર થકી શોભીતી હોયે,
નીશ્ચે તે મહારાજ ધરો નહિ સંશય કોયે,
હોય નહિ કદી ચક્ર, એક પણ જેને હાથે,
મહા દરિદ્રી જાણ, દુખી ધન હીનજ સાથે,
આ રીતે છે ચક્રના ભાવ દશે અંગુલી તણા,
કહે કૃષ્ણ શીખતા ખંતથી કઠિન નથી તે તો ઘણા

જો દશે આગળી ઉપર ચક્ર હોય તો તેને મહારાજા એટલે રાજાઓ ઉપર સત્તા ચલાવનાર જાણવો, જેની આગળીઓમા એક પણ ચક્ર ન હોય તેને ધનહીણ કંગાલ અને મહા દરિદ્રી જાણવો, આ રીતે ચક્રોના ભાવ સમજવા

## સુર્ય ચંદ્ર અને હથીઆર આદી ચીન્હોના ભાવ.

છપ્પા.

હોય હાથમાં ચંદ્ર સુર્ય કે સુંદર દેવળ,
દૈવી લક્ષણ એજ, હોય દરવાજો કેવળ,
શક્તી ધરાવે દેવસમા કાર્યો કરવાની,
ચમત્કાર અદ્‌ભૂત વિષે બુધ્ધી ઠરવાની,
વળી આયુધ ચીન્હ હશે કદી, વીર પુરૂષ એ જાણવા,
કહે કૃષ્ણ ખચિત એવા નરો, શુરસરદાર પ્રમાણવા.

જેના હાથમા સૂર્ય ચદ્ર કે દેવ મદીરના જેવા ચીન્હો હોય અથવા દરવાજાના જેવુ ચીન્હ હોય, તે પુરૂષને દૈવી લક્ષણવાળો જાણવો તે પુરૂષ એવા ચમત્કારના કામો કરી બતાવે કે જે સાધારણ માણસથી થઈ શકે નહિ પરતુ કેવળ ઈશ્વરી શકતી વાળાથીજ થઈ શકે વળી જે પુરૂષના હાથમા હથીઆરનુ ચીન્હ હોય તે શુરવીર અને લડવૈયા લોકોનો સરદાર થાય એ નીશ્ચય પૂર્વક જાણવુ

## હાથી ઘોડા આદી ચીન્હોના ભાવ.

છપ્પા

હોય વાહનો શ્રેષ્ટ હાથી ઘોડા કે રથના,
વળી વૃષભના ચીન્હ હાથમા હોયે જેના,
ધરે શ્રેષ્ટ સામર્થ, શત્રુ દળને હણવાનુ,
સેના પતી, શુરવીર નામ મશહુરજ એનું,
વળી ગાડી, વાડી પાલખી છત્ર ધ્વજા ચામર હશે,
કહ કૃષ્ણ હોય સીહાસનો, રાજ યોગ તેથી થશે.

જેના હાથમા હાથી ઘોડા કે રથના ઉત્તમ ચીન્હો હોય, તેમજ જેના હાથમા વૃષભ એટલે બળદના જેવુ ચીન્હ હોય તે માણસ શત્રુના સૈન્ય ઉપર વીજય મેળવનારો થાય, વળી શુરવીર સેનાપતીઓમા તે શ્રેષ્ટ હોય, વળી ગાડી, વાડી, પાલખી, છત્ર, ધ્વજા, ચામર અને સીહાસન જેવા ચીન્હો જેના હાથમા હોય તે રાજા થઇ શકે અથવા રાજા જેવો મોટો માણસ થઇ શકે એ નકી જાણવુ

## મુશળ ખાંડણી આદી ચીન્હોના ભાવ

### છપ્પા

મુશળ ખાડણી હોય હાથમા જો કોઇના,
મળે નહિ સુખ લેશ, ભાગ્ય વિપરિત છે એના,
અશુભ ચીન્હો જાણુ, દુ ખે એ પેટજ ભરતો,
ખેડ કરીને ઉદર તણો, નિર્વાહજ કરતો,
વળી હોયે જો કદી હાથમા, અષ્ટ કોણુની આકૃતી,
કહે કૃષ્ણ પ્રીતિવિણુ જાણવો, સતોષી પુરો જતી

જેના હાથમા મુશળ કે ખાડણીનુ ચીન્હ હોય તે ભાગ્ય હીણુ અને દુઃખી થાય જેના હાથમા આવા અશુભ ચીન્હો હોય તે માણસ મહેનત મજુરી કરીને અને જમીન ખેડીને મુસ્કેલીથી પેટનુ પોષણુ કરી શકે છે વળી કોઇ માણસના હાથમા આઠ ખુણાવાળી આકૃતી હોય તો તે ગભીર સ્વભાવનો, કોઇ ઉપર હેત પ્રીત નહિ રાખનારો, સાધુવૃત્તીનો, અને સતોષી થાય

## પુષ્પ વૃક્ષ તોરણ દેવમંદીર વિગેરેના ભાવ

છપ્પા

હોય પુષ્પ કે કૂર્મ ચીન્હ કદી હાથ વિશે જો,
પૃથ્વી પતી એ થાય, ભલા ચીન્હોજ હશે તો,
વૃક્ષ, શક્તિ, ઘર, દેવતણું મદીરજ હોયે,
તોરણ જો કદી હોય, લક્ષ્મી પતી તે નર થાયે,
પણ સતતી સુખ એને નથી, એ પાતીનુ દુ:ખ છે,
કહે કૃષ્ણ ખચિત આ ચિન્હથી, લક્ષ્મી કેરૂ સુખ છે

જો કોઇ માણસના હાથમા પુષ્પના જેવી આકૃતી કે, કાચબાના જેવી આકૃતી હોય તો તે માણસ રાજા થાય વળી જેના હાથમા ઝાડ, તલવાર, ધર, દેવમદીર, તોરણ એવા ચીન્હો હોય તો તે માણસ લક્ષ્મીવાન થાય, પરતુ તેવા માણસને કેવળ લક્ષ્મીનુજ સુખ હોય છે, સતાનનુ સુખ તેવાને હોતું નથી એટલે તેમને સતાન થાય નહિ

## ધનુષ ચક્ર દંડ ગદા આદી ચીન્હોના ભાવ

છપ્પા

હોય હાથમા શક્તિ, ધનુષ કે ચક્ર યદા જો,
રાજા જાણો તેહ હોય કદી દંડ ગદા જો,
સ્વસ્તિક કેરૂં ચિન્હ, સરસ સૌભાગ્ય સુધારે,
મત્સ ચિન્હથી માન, શ્રીવત્સે દ્રવ્ય વધારે,
વળી દામણુ ચીન્હે માનવી, ગર્વ થકી ભરપૂર છે
કહે કૃષ્ણ હોય તલ હાથમા, પુત્ર દ્રવ્યનુ પૂર છે

જો કોઇ માણુસના હાથમા તલવાર, ધનુષ, ચક્ર, દંડ કે ગદા જેના ચીન્હો હોય તે માણુસ રાજા થાય, જો હાથમા સાથીયા જેવુ ચીન્હ હોય તો તે માણુસ ભાગ્યશાળી થાય, જો માછલાના જેવુ ચીન્હ હોય તો માનનો વધારો થાય, અને જો શ્રીવત્સ (શ્રીકૃષ્ણના શરીર ઉપર આ ચીન્હ હતુ) નુ ચીન્હ હોય તો ઘણુ દ્રવ્ય મળે તે દામણુ (દોરડા જેવુ) ચીન્હ હોય તો માણુસ ઘણો ગર્વ વાળો થાય પરંતુ જો હાથમા તલ હોય તો તે માણુસને સંતાન તથા લક્ષ્મીનુ સુખ હોય છે

## સર્પ મુગટ, કમળ, વૃશ્ચિક આદી ચીન્હોનો ભાવ.

### છપ્પા.

સર્પ ચિન્હથી ક્રોધી, છતા ધન સંપત વાળો,
મત્સ પુછનું ચીન્હ, સુખી દેખાય રૂપાળો,
મુગટ હોય તો માન પાન પામે રાજાથી,
કમળ ચિન્હથી ખચિત થાય છે ભોગ વિલાસી,
પણ વૃશ્ચિક કેરૂ ચિન્હ તો, ક્રૂર કર્મ કરનાર છે,
કહે કૃષ્ણ હોય જો સર્પ તો, શઠ ક્રોધી થનાર છે

જેના હાથમા સર્પનુ ચીન્હ હોય તો તે માણસ ક્રોધી હોય, તેમજ તેની પાસે ધન અને સંપતી હોય, માછલીના પુછડાના જેવુ ચીન્હ હોય તે માણસ સુખી અને રૂપાળો હોય છે જેના હાથમા મુગટનુ ચીન્હ હોય તે રાજ દરબારથી માન પામે, જેના હાથમા કમળના ફુલ જેવુ ચીન્હ હોય તે મોજ શોખી અને ભોગ વિલાસી થાય, પરતુ જેના હાથમા વીછીના જેવુ ચીન્હ હોય તે માણસ ઘાતકી કામ કરનારો થાય, અને સર્પ ચીન્હ વાળો ક્રોધી અને લુચાઇથી ભરેલો થાય

## યજ્ઞ કુંડ, વાવ, ત્રીકોણ, સૂર્ય, ચંદ્ર આદી ચીન્હોના ભાવ.

છપ્પા.

યજ્ઞ કુંડનું ચીન્હ, યજ્ઞપર તેને પ્રીતિ,
યજ્ઞ તણું જો ચીન્હ, તોય પણ યાજ્ઞિક વૃત્તિ,
વાવ, દેવમદીર, ત્રીકોણે ધર્મી હોયે,
સૂર્ય ચંદ્રને વેલ, હોયતો, સુખીયો થાયે,
વળી હોયે હસ્તી અશ્વતો, સપત વાળો જાણવો,
કહે કૃષ્ણ હોય જળ પાત્ર તો, શ્રેષ્ટ પુરૂષ પ્રમાણવો.

જેના હાથમા યજ્ઞના કુડ જેવુ ચીન્હ હોય તે માણસને યજ્ઞ યાગાદી કાર્યો કરવાની પ્રીતિ હોય, વળી તે યજ્ઞ કરનાર યાજ્ઞીક થાય, વાવ દેવમદીર કે ત્રીકોણ હોય તો ધર્મ કામપર પ્રીતિવાળો થાય, સૂર્ય ચદ્ર અને વેલના જેવુ ચીન્હ હોય તો સુખી થાય, હાથી અને ઘોડા જેવા ચીન્હો હોય તો સપતી વાળો થાય, વળી જેના હાથમા જળ પાત્રના જેવુ ચીન્હ હોય તે ઉત્તમ પુરૂષ થાય

## કળશ, ધ્વજા, છત્ર, રથ આદી ચીન્હોના ભાવ.

છપ્પા

હોય અતી મુખ ચીન્હ. હાથમા કો નર ને જો,
કરે અભક્ષ ભક્ષ, ખરેખર જ્યા ત્યાં તે તો,
પીપળ, કળશ, ધ્વજાય, છત્ર રથ જો કોને છે,
પર્વત કે કદી નગ્ર, ઘણો સત્તાધિશ એ છે;
વળી માળા, પુસ્તક ને વળી, સરિતા લેખ ગુ શ ખ જો,
કહે કૃષ્ણ નાગ કે જ્વ કદી, લક્ષ્મી મ્હેર નિશ ક તો.

અતિ મુખ જેવુ ચીન્હ કોઇના હાથમા હોય તો તે ગમે તે સ્થળે અને ગમે તેવા પદાર્થનુ ભક્ષણ કરનારો થાય, જેના હાથમા પીપળાના વૃક્ષ જેવુ, કળશ, ધ્વજા, છત્ર, રથ, પર્વત કે નગર જેવા ચીન્હો હોય તે, મોટો સત્તાધારી પુરૂષ હોય, જેના હાથમા માળા, પુસ્તક નદી, લેખણ અને શખ જેવા ચીન્હો હોય તેના ઉપર અવશ્ય લક્ષ્મીની કૃપા હોય

## હાથેળીમાં ઓછી વધતી રેખાઓના ભાવ.

છપ્પા

હોય હાથમા રેખ ઘણી જો ઝીણી ઝીણી,
ક્લેશ અને કંકાસ દશા તેની છે હીણી,
મળે નહિ ધન લેશ, ગરીબ એ જગમાં જાણો,
પણ જો થોડી રેખ ધની સામાન્ય પ્રમાણો,
છે આ રેખાઓ પિતૃને, માતૃ રેખ વચ્ચે ખરે,
કહે કૃષ્ણ સરલને સરસ જે, જોતાં કારજ સહુ સરે.

જેના હાથમા ઝીણી ઝીણી ઘણી રેખાઓ હોય, તે હમેશ ક્લેશ કંકાસ અને ગરીબીમા આયુષ વીતાડનારો થાય, તેની પાસે કાંઈ પણ ધન હોય નહિ જો થોડી રેખાઓ હોય તો થોડા ધન વાળો હોય. આ રેખાઓ માતૃરેખા અને પીતૃ રેખાના વચ્ચેના ભાગમ હોય છે.

# આંગળી ઉપર રેખાઓના ભાવ.

છપ્પા

આંગળી ચારે હોય, બાર રેખાથી ચોખ્ખી,
પામે તે નર સુખ અને ધન માલ મજેથી,
હોય રેખ કદી તેર, મહા દુખીયો એ જાણો,
ક્લેશ યુકત સંસાર વિતાવે ખચિત પ્રમાણો.
પણ જો પંદર રેખતો, ચુગલખોર એ જાણવો,
કહે કૃષ્ણ રેખ સોળે થકી, મૂર્ખ જુગારી માનવો.

જેની ચારે આગળીઓમા બાર ચોખ્ખી રેખાઓ હોય તે માણસ સુખી અને ધનવાન હોય. જો બારને બદલે તેર રેખાઓ હોય તો દુ:ખી અને ક્લેશયુક્ત સસાર વહેવાર ચલાવનારો થાય જો પદર રેખાઓ હોય તો ચુગલીખોર (ચાડી કરનાર) થાય અને જો સોળ રેખાઓ હોય તો મૂર્ખ અને જુગારી થાય

## આંગળી ઉપરની રેખાઓના ભાવ (ચાલુ).

છપ્પા.

સત્તર રેખા હોય, હશે પાપી એ પુરો,
હોયે રેખ અઢાર, બને ધર્માત્મા શુરો;
ગુણવંતો નર એજ, માન પાને પણ સારો,
વિશ્વ મહીં પુજાય, ભક્તને લાગે પ્યારો;
પણ જો રેખા વીસ તો ગણો તપસ્વી જાણવો,
વળી વીસ ઉપર કદી એકતો મહાત્મા પુરૂષ પ્રમાણવો.

જેની ચારે આંગળીમા બધી મળીને સત્તર રેખાઓ હોય તે પાપકર્મ કરનારો થાય, અઢાર રેખાઓ હોય તો ધર્મ ઉપર પ્રેમ રાખનારો થાય, તેમજ ગુણવાન અને માનપાન મેળવનારો થાય. આવા માણસ પ્રભુ ભક્તોને હમેશા વહાલા લાગે તેવા હોય છે વળી જો કોઈની ચારે આંગળીઓમા વીસ રેખાઓ હોય તો તે તપસ્વી થાય. અને એકવીસ રેખાઓ હોય તો મહાત્મા પુરૂષ થાય.

## કપાળ ઉપરની રેખાઓના ભાવ

### છપ્પા

લલાટ ઉપર રેખ, જણાયે નસથી ભરપૂર.
અધમ પાપી એ જાણુ, દુરાચારે છે મશહૂર,
ઉનત હોય કહી રેખ, હોય સ્વસ્તિક જો સુંદર,
હશે ઘણો ધનવાન, કીર્તિ બહુ જગની અંદર,
વળી હોય રેખ જો ચંદ્રની વિશાળ ભાલ ઉપર ખરી.
છે રાજ ચીન્હ નક્કીજ એ, સંશય નહિ એમાં જરી.

જેના કપાળમા નસથી ભરપુર રેખા હોય તે પુરૂષ ઘણો પાપી અને દુરાચારી હોય, જો આ રેખા ઉંચી અને ચોખ્ખી હોય તેમજ કપાળમા સાથીઆ જેવુ ચીન્હ હોય તો તે માણુસ ઘણો ધનવાન અને કીર્તિવાન થાય વળી કોઇના કપાળમા ચદ્રના જેવી રેખા હોય તો તે માણુસ જરૂર રાજા અગર રાજા સમાન સપતીવાળો થાય

## લલાટ લક્ષણ

છપ્પા

કપાળ નાનુ હોય, ધર્મના કાર્ય કરે તે,
કેશ થકી છૂપેલ, હોયતો નિર્ધન છે તે,
ઉંચું નીચું હોય, રહે છે તે પણ ધન હીન,
મધ્યે ખાડો હોય, થશે બધી તે કો દીન,
છે લલાટ લક્ષણ આ રીતે સામુદ્રિક શાસ્ત્રે નકી,
કહે કૃષ્ણ તપાસીને જુઓ, સત્ય જણાયે તે થકી.

જેનુ કપાળ નાનુ હોય તે ધર્મમા પ્રેમ રાખનાર થાય, જેના કપાળમા ઘણા વાળ હોય તે ધનહીણ થાય, જેનુ કપાળ એક સરખુ ન હોય પરંતુ ઉંચુ નીચુ હોય તે માણસને પણ ધનહીણ જાણવો જેના કપાળના મધ્ય ભાગમા ખાડો હોય તે માણસ કોઇ દીવસ બંધીખાને પડે આ રીતે લલાટ ઉપરના ચીન્હોના સામુદ્રિક શાસ્ત્રના આધારથી લક્ષણ જાણવાં.

## લલાટની રેખા ઉપરથી આયુષ પ્રમાણ.

છપ્પા

અખંડને વળી સ્પષ્ટ, ત્રણ રેખાઓ હોયે,
કહી લલાટે કોઈ, વર્ષ શત જીવે તો એ;
હોય રેખ શુભ ચાર, વર્ષ પચાણું પુરા,
મળે નહિ કો રેખ, દશક સોમાંજ અધુરાં,
વળી એક રેખ સીદ્ધી હશે, વાળ સુધી પહોચેલ જે,
કહે કૃષ્ણ વર્ષ એંશી જીવે, શુભ રેખાથી એજ તો.

જેના કપાળમા અખડ અને ચોખ્ખી ત્રણ રેખાઓ હોય તે માણસનુ આયુષ પુરેપુરા એક સો વર્ષનુ જાણવુ જેના કપાળમા ચાર અખડ રેખાઓ હોય તેનુ આયુષ પચાણુ વર્ષનુ જાણવુ જો કપાળમા એક પણ રેખા ન હોય અને તદ્દન ચોખ્ખુ હોય તો નેવુ વર્ષ આસપાસનું આયુષ સમજવુ પરતુ એક સીધ્ધી રેખા કપાળની વચ્ચે થઈ વાળની બન્ને બાજુ સુધી લબાયેલી હોય તો તે માણસનું આયુષ એંસી વર્ષનુ જાણવું

## શરીરના રંગ ઉપરથી ભાગ્ય લક્ષણ.

છપ્પા.

શરીર વર્ણ જો ગૌર, શ્રેષ્ઠ નરને એ જાણો,
શરીર વર્ણ ઘનશ્યામ, તોય પણ શ્રેષ્ઠ પ્રમાણો,
શ્યામ શરીરનો વર્ણ, નહિ તે ઠીક જણાયે,
વર્ણ લક્ષણો આમ, બધાં ગણતાંજ ગણાયે;
છે ઉત્તમ સુંદર વર્ણથી, શ્રેષ્ઠ માનવી સર્વદા,
કહે કૃષ્ણ ખચિત આવા નરો, લેશ ન દુઃખ દેખે કદા.

જેના શરીરનો રંગ ગોરો હોય તેને શ્રેષ્ટ માણસ જાણવો જો શરીરનો રંગ આકાશના જેવો ઘનશ્યામ હોય તો પણ તેને શ્રેષ્ટ જાણવો જો કાળો રંગ હોય તો તે સારો ગણાતો નથી આ રીતે શરીરના રંગના લક્ષણો જાણવા જો રંગ શ્રેષ્ટ હોય તો માણસ સુખી જાણવો.

## વર્ણ તથા ગંધ લક્ષણ.

છપ્પા

કમળ અને વળી તામ્ર, સમો જો વર્ણજ હોયે,
કાજળ જેવો હોય, વળી છે શ્રેષ્ઠજ તોયે;
કર્પૂર ચંદન ગંધ, કહી કસ્તુરી જેવો,
તમાલ પત્ર સમાન, ભલો છે ગંધજ તેવો,
છે સુંદર લક્ષણ શરીરના સામુદ્રિક પ્રમાણથી,
કહે કૃષ્ણ ભણો ભાવે કરી, જશ મળશે આ જાણથી.

કમળ જેવો અથવા ત્રાબાના પત્રા જેવો શરીગનો રંગ હોય, અથવા કાજળના જેવો ચળકતો કાળો ંગ હોય, તો તે શ્રેષ્ટ જાણવો. જેના શરીરમાંથી કપુર ચદન કસ્તુરી અને તમાલ પત્રના જેવો સરસ ગંધ નીકળતો હોય ( તેનો પરસેવો ગધાતો હોય ) તો તે ઘણુ જ ઉત્તમ સામુદ્રિક લક્ષણ જાણવુ

## ગંધ તથા ચાલ લક્ષણ.

### છપ્પા.

હોય શરીરનો ગંધ કદી મચ્છીના જેવો,
વળી ચરબી કે રકત અને કદ્રુ કે બક જેવો,
ભાગ્ય હીન કહેવાય, મળે નહિ ધન એને તો,
લક્ષ્મી વીણ લપોડ ગણો જગમા તેને તો,
વળી ગતી જેની હસ્તી સમી, નકુળ હંસ કે વૃષભની,
કહે કૃષ્ણ ધર્મને અર્થ સહ, કામ ફળે એને સહી.

જેના શરીરમાથી માછલીના જેવી અથવા ચરબી કે લોહીના જેવી વાસ નીકળે, અથવા બગલાના જેવી કે કડવી વાસ નીકળે, તે માણુસને ભાગ્ય હીણુ સમજવો તેની પાસે કાંઈ પણ દ્રવ્ય હોય નહિ જેની ચાલ હાથીના જેવી નોળીયા જેવી કે હંસ અથવા બળદ જેવી હોય તે માણુસને ધર્મ અર્થ અને કામની પ્રાપ્તી થાય

## ગતી કે ચાલ લક્ષણ

છપ્પા.

હોય મયુર માજાર સમી, ગતી કો નરની જો,
સીંહ સમી શુભ ચાલ, ભાગ્ય શાળી એને કહો;
ગંભીર શબ્દ રહીત, એક સરખો જો ચાલે,
તો પણ જાણો શ્રેષ્ટ, ધની થઇ જગમા મહાલે;
પણ ટુંકા ડગલા જે ભરી, ધીલ બથી ચાલી શકે,
કહે કૃષ્ણ ખરેખર ધન હીણા, સામુદ્રિક એને કહે.

જેની ચાલ મોરના જેવી અગર બીલાડી કે સીહના જેવી હોય. તે માણસને ભાગ્યશાળી જાણવો. જે માણસ ગભીરપણે શાંતીથી કાંઇ પણ અવાજ કર્યા સીવાય, ચાલતો હોય તે માણસને ભાગ્યવંત અને ધનવાન સમજવો પરંતુ જે માણસ ટુકા ટુકા પગલા ભરીને ધીમો ધીમો ચાલતો હોય તે માણસને ધનહીણ અને ભાગ્યહીણ જાણવો.

## તલ ઉપરથી ભાગ્ય લક્ષણ.

### દોહરા.

પગને તળીએ તલ હશે, ઘોડા વાહન માન,
હાથેળીમાં તલ કદી, નર તે છે ધનવાન,
હોઠ નીચેના ઉપરે, હોય કદી તલ શ્યામ,
નીત્ય જમે ભોજન ભલાં, ભોગવશે આરામ,
હોય કદી તલ લાલ તે સ્રીજન પ્રેમી હોય.
ઇદ્રી ઉપર તલ કદી, બહુ સ્રી ભોગી થાય,
જમણે હાથે તલ કદી, હોય ખભાની પાસ,
બુધ્ધી બળથી મેળવે, તે ધન સંપત ખાસ.

જેના પગના તળીયામા તલ હોય તેને ગાડી ઘોડા અને વાહનનું સુખ મળે. હથેળીમા તલ હોય તેને લક્ષ્મી મળે. નીચેના હોઠ ઉપર કાળો તલ હોય તે ભાતભાતના ભોજન જમનારો અને વિલાસી થાય જો આ તલ લાલ રંગનો હોય તો સ્રીઓનો પ્રેમી થાય જમણે હાથે ખભાની નીચે તલ હોય તો બુધ્ધી અને બાહુ બળથી ધન સુખ મેળવનારો થાય.

## તલ ઉપરથી ભાગ્ય લક્ષણ (ચાલુ).

### દોહરા.

ડાબે હાથે તલ કદી, જમણે હાથે જેમ,
અંગ તણી મહેનત થકી, રહે સદાયે ક્ષેમ,
ભ્રમર ઉપરે તલ કદી, જમણી બાજુ હોય,
માયાળુ વીવેકી એ, સંશય ન ધરે કોય,
જમણી જાગે તલ કદી, ભોગ વિલાસી થાય,
ડાબી જાંગે હોય તો, લંપટ નર કહેવાય,
સ્રીના જમણા સ્તન પરે, હોય શ્યામ તલ એક,
પતી પ્રેમી એ જાણવી. ઘણો ધરે વીવેક,

જેવી રીતે જમણે હાથે હોય તેવીજ રીતે ડાબે હાથે તલ હોય તો અંગ મહેનતથી ધન મેળવી સુખી થાય. જમણી ભ્રમર ઉપર તલ હોય તો માયાળુ અને વિવેકી થાય, જમણી જાંગ ઉપર તલ હોય તો ભોગી થાય, ડાબી જાંગ ઉપર હોય તો સ્રી લંપટ થાય, સ્રીના જમણા સ્તન ઉપર કાળો તલ હોય તો પોતાના પતી ઉપર ઘણો પ્રેમ રાખનારી થાય, તેમજ વિવેકી અને ડાહી થાય.

## તલ લક્ષણ (ચાલુ).

દોહરા.

છાતી વચ્ચે તલ કહી. પ્રેમ કરે પરિપૂર્ણ,
વળી હોયે તલ ગાલપર, માન પાનથી પૂર્ણ,
તલ હોયે ગુહ્યેંદ્રીયે કામ અતી કહેવાય,
આ રીતે તલ લક્ષણો, ગણતા સર્વ ગણાય,

છાતીના વચ્ચેના ભાગમાં તલ હોયતો પ્રેમી થાય, ગાલ ઉપર તલ હોય તે પૂર્ણ રીતે માનપાન મેળવે, ગુપ્ત ઇંદ્રી ઉપર તલ હોય તે બહુ કામી થાય. તલના લક્ષણો આ રીતે જાણવા

## વાળ લક્ષણ (મુંછના).

### છપ્પા.

હોય મુંછના વાળ કદી જો રકત વર્ણના,
પરસ્ત્રીથી રમનાર વિશે એની છે ગણના,
મોટાને કદી શુશ્ક વાળ જો પીત્ત વર્ણના,
નાટક કાર નકીજ ગણાયે એની ગણના,
પણ જો સુંદર શ્યામ મુંછ, ભાગ્યવંત એ જાણવો,
કહે કૃષ્ણ મુંછ સારી થકી, ઉચ્ચ પુરૂષ પ્રમાણવો.

જે પુરૂષને મુચ્છના વાળ લાલ રંગના (ભુરાશપગ) હોય, તે પરસ્ત્રા ભોગી થાય લાના અને ખડબચડા પીળાશ પર રંગના વાળ હોય તે નાટકમા વેશ કરનારો થાય, પરંતુ જેની મુચ્છના વાળ સારા કાળા રંગના હોય તે માણસને ભાગ્યશાળી જાણવો

## ડોક કે ગરદન લક્ષણ.

### છપ્પા

હોય કદી જો ડોક હ્રસ્વ તો કપટી જાણો,
હોય કદી શુભ ગોળ, સુખી ધની એજ પ્રમાણો,
હોય કદી જો શંખ સમી, શુભ ગ્રીવા કોની,
છત્ર પતી એ જાણ, નથી શંકા કો એની;
પણ જો ગર્દભ ઉંટ સમ, કોની ગ્રીવા છે ચતી,
કહે કૃષ્ણ ખચિત એ ભાગ્ય હીણ, સંશય નહિ એમા કદી.

જેની ગરદન ટુંકી હોય તે માણસને કપટી જાણવો જો સારી ગોળ ગરદન હોય તો તેને સુખી અને ધનવાન જાણવો જેની ગરદન શંખના આકારની સુંદર હોય તે રાજા થાય, પરંતુ જેની ગરદન ગધેડા કે ઉંટના જેવી હોય તે માણસને ભાગ્ય હીણ જાણવો

## માથું, મુખ તથા દાંતનાં લક્ષણ.

છંદ.

માથુ કદી હોય ઉચુ નીચુ તો, ધન હીણુ જાણો ખચીત એતો,
લાબુ કદી શીર્શ દુખી ઘણોએ, ચપટુ કરે ઘાત પીતા તણો તે,
હોયે કદી મુખ માતા સમું જો, વિદ્વાનને જ્ઞાની ખરેજ તેતો,
હોયે કદી દાત બત્રીસ પુરા, સુખી ધની હોય ખચીત શુરા,
એકત્રીસે મોજ મજા ઉડાવે, ત્રીશે પુરે લક્ષ્મી નીશ્ચે અપાવે,
ત્રીશે થકી જો કદી એક ઓછો, દુખીયો સદાએ એનેજ પ્રીછો,
અઠાવીસે સુખ પામે ઘણેરા, સંતાનને લક્ષ્મી કુટુંબ કેરા,
હોયે કદી દાત લાબાજ કોને, ડાહ્યા વીવેકી ગણાય એને.

જેનુ માથું એક સરખુ નહિ પણ ઉચુ નીચુ હોય તે માણસને ધનહીણ જાણવો જેનુ માથુ લાબુ હોય તે દુખી હોય, ચપટુ હોય ને પોતાના બાપનો ઘાત કરનારો થાય, જેનુ મુખ પોતાની માતાના મુખ જેવુ હોય તે માણસ વિદ્વાન અને જ્ઞાની થાય, જેને પુરેપુરા બત્રીસ દાત હોય તે માણસ સુખી અને ધનવાન હોય, એકત્રીસ હોય તો મોજ શોખી થાય, ત્રીસ હોય તે લક્ષ્મી વાળો થાય, ઓગણત્રીસ હોય તે દુખીયો જાણવો, અને અઠાવીસ હોય તે ધનવાન અને પુત્રવાન થાય જેના દાત લાબા હોય તે ડાહ્યો અને વિવેકી જાણવો

## નાક, ગરદન, અને બાજુ બંધ રેખાના લક્ષણ.

૭૬

હોયે કદી નાસિકા શુક જેવી, વિદ્વાનને જ્ઞાની ગણનાજ કહેવી.
હોયે કદી નાક ફુલેલ મોટું, ક્રોધી ગણાયે નવ લેશ ખોટું,
એવી પરે હોય રેખાજ ખાસી, લક્ષ્મી થકી પૂર્ણ જાણો વિલાસી,
હોયે કદી હાથના બાજુ બંધે, રેખા ભલી ચાર ધનવાન ધંધે,
છતા ઉપાધી અનેક જોજો, વ્યહવારના ભારનો ખૂબ બોજો,
હોયે કદી રેખ જો ત્રણ સારી, ધનવાનને કીર્તિ વિશેષ પ્યારી,
બે રેખથી ઠીક સુખી ધર્ન છે, હોયે કદી એક ધનહીણ તે છે

જેનું નાક પોપટના જેવું હોય તે વિદ્વાન અને જ્ઞાની થાય, મોટું અને ફુલેલ નાક હોય તે ક્રોધી થાય, જેના ગરદન ઉપર ચોખ્ખી સારી રેખા હોય તે ધનવાન અને વિલાસી થાય હાથના બાજુ બધ ઉપર જેને ચાર રેખાઓ હાય તે ધનવાન થાય છતા સંસાર વહેવારનો ભાર તેના ઉપર ઘણો હોય જો ત્રણ સારી રેખાઓ હોય તો ધન અને કીર્તિ મેળવે બે રેખાઓ હોય તો સાધારણ સુખ મેળવે, અને કેવળ એકજ રેખા હોય તે ધનહીણ જાણવો

## આંખ લક્ષણ

### છપ્પા

હોય આંખ માંજાર, સમી તો કઠોર પૂરો,
ચકોર ને ધનવાન, વળી તે હોયજ શુરો,
શ્યામ આખથી પ્રેમ, ધરે સૌ આપ્ત જનોથી,
હોય આખ કદી નીલ, વર્ણું તો ગણજો ક્રોધી,
વળી મીત્ર દ્રોહીને ચપળ જન, લીલી આખે જાણવો,
કહે કૃષ્ણ અભક્ષા ભક્ષને, હીંમતબાજ પ્રમાણવો

જેની આખ બીલાડીના જેની હોય તે કઠોર સ્વભાવનો હોય ચકોર ધનવાન અને શુરવીર હોય, જેની આખ કાળા રંગની હોય તે પોતાના માણસો ઉપર સ્નેહ રાખનારો થાય, જેની આખ વાદળી રંગની હોય તે ક્રોધી થાય, અને જેની આખ લીલા રંગની હોય તે મીત્ર દ્રોહી, કપટી અભક્ષા ભક્ષ કરનારો અને ઘણોજ હીમતવાન થાય

## નાભી, માથાની ટાલ, અને એક આંખનાં લક્ષણ.

છપ્પા

ઉદર ઉપર કદી હોય, નાભી કોની જો ઉંડી,
સુખી ધની કહેવાય, હશે ગાંઠે બહુ મુડી;
જન્મ થકી જો ટાલ, શીરપર હોયે કોને,
ભાગ્યવંત સંપૂર્ણ જાણવો નીશ્ચે એને;
પણ જન્મ થકી કો હોયજો, એકજ આંખે કાણીયો,
કહે કૃષ્ણ અચિંત ચાલાકને કપટી એને જાણીયો.

જેના નાભી (ડુંટી) પેટપર ઉંડી હોય તે સુખી અને ધનવાન થાય જેના માથા ઉપર જન્મથી ટાલ હોય તેને પુરેપુરો ભાગ્યશાળી જાણવો જે માણસ જન્મથી એક આંખે કાણો હોય તે માણસને ચાલાક અને કપટી સમજવો

## કાન લક્ષણ.

### છપ્પા

કાન હોય કદી દીર્ઘ, મૂર્ખમા ગણના એની,
ગોળ અને ટુંકાજ થકી જાણો નર જ્ઞાની
હોય વાળનો ગુચ્છ કાનપર કદી જો કોને,
વિદ્યાને ધનવાન છતાં કહો લોભી એને,
વળી હોય ખુટ કદી કાનની, લાલ ગોળને ચળકતી,
કહે કૃષ્ણ સુખી એ શરીરનો, સશયકો તેમા નથી.

જેના કાન લાબા હોય તે માણસને મૂર્ખ જાણવો, ગોળ અને ટુંકા કાન હોય તેને જ્ઞાની જાણવો, જેના કાન ઉપર ઘણા વાળ હોય તેને વિદ્વાન અને ધનવાન છતા લોભી સ્વભાવનો જાણવો, જેના કાનની ખુટ ગોળ અને લાલ ચળકતા રગની હોય તે માણસને શરીરે સુખી જાણવો.

## દાંતના રંગનાં લક્ષણ.

છપ્પા.

પીત્ત વર્ણના દાત થકી રોગી જન હોયે,
લીલા હોયે દાત તોય રોગી કહેવાયે,
દાડમ કળી સમ દાત હોય તો સુખીઓ જાણો,
ઝીણા તીણા દાત થકી ધનવાન પ્રમાણો,
વળી દાંત સફેદ કે લાલ જો, સુખી વિલાસી જાણવો,
કહે કૃષ્ણ દાત કાળા થકી, વ્યસની પૂર્ણ પ્રમાણવો.

જેના દાત પીળા રંગના હોય, તેને રોગી જાણવો લીલા રંગના નત હોય તો પણ રોગી જાણવો દાડમની કળી સમાન રંગના દાત હોય તો સુખી જાણવો. ઝીણા અને અણી દાંત હોય તો ધનવાન જાણવો સફેદ અને લાલરંગના દાત હોય તો સુખી અને વિલાસી જાણવો. અને કાળા રંગના દાત હોય તે માણસને વ્યસનનો શોખીન જાણવો.

# પુરૂષ ચીન્હ લક્ષણ.

## છપ્પા.

પુરૂષ ચીન્હ કદી દીર્ઘ, મૂર્ખને કામી જાણો,
ધન હીણો સુખ હીણ, વળી એનેજ પ્રમાણો,
હ્રસ્વ ચીન્હ કદી હોય, સુખી ધની એજ જણાયે,
તો પણ શકતી હીણ, મહી ગણનાજ ગણાયે;
વળી મધ્યમ ચીન્હે જાણવો સંસારે સુખીએજ છે,
કહે કૃષ્ણ લક્ષ્મીને પૂત્ર સૌ એને મળવુ સ્હેજ છે.

જેનુ પુરૂષ પણાનુ ચીન્હ લાંબુ હોય તે માણસને મુર્ખ અને કામી જાણવો તેમજ તે ધન હીણ પણ હોય ચીન્હ ટુંકુ હોય તેને સુખી અને ધનવાન જાણવો, છતા તે શકતી હીણ હોય એમ જાણવુ જેનુ ચીન્હ મધ્યમ હોય તેને સંસારમા સુખી લક્ષ્મીવાન, અને પુત્રના સુખવાળો જાણવો

## સ્ત્રી ચીન્હ લક્ષણ.

### છપ્પા.

સ્ત્રી જાતીનુ ચીન્હ, દીર્ઘ તે લક્ષણ ખોટુ,
દુરાચાર કરનાર. નકી દુષણ એ મોટું,
હોયે મધ્યમ ચીન્હ, પુત્રને ધનસુખ પામે,
નાજુક હોયે ચીન્હ, સુખ સંપત બહુ જામે.
વળી વિનય વિવેકી જાણવી, મોટા ઘરની નાર એ,
કહે કૃષ્ણ અલ્પ સંતાનનુ, સુખ જાણો એનેજ છે.

સ્ત્રી પણાનુ ચીન્હ મોટુ હોય તે લક્ષણ સારૂ ગણાતુ નથી આની સ્ત્રીઓ દુરાચારના દુષણ વાળી થાય છે મધ્યમ ચીન્હ હોય તે પુત્ર અને ધન સુખને મેળવે છે અને જેનુ ચીન્હ નાજુક એટલે નાનુ હાય તેને સુખ અને સંપતી મળે છે, તેમજ તે મોટા માણસની પત્ની થાય છે, તેમજ વિનય અને વિવેક તેનામા હોય છે, પરંતુ તેને સંતાન થોડા થાય છે

## દીર્ઘ બાહુ, કે અજાન બાહુનાં લક્ષણ.

### છપ્પા.

હાથ હોય કદી દીર્ઘ, પૂર્ણ શુરોએ જાણો,
વીજયવંત રાજન્ન, અગર સરદાર પ્રમાણો,
અજાન બાહુ એજ, ખરેખર શ્રેષ્ટ વીરેશ્વર,
ધર્મ કાર્યમા પ્રેમ, જગત મશહુર ધીરેશ્વર
બહુ બાહુ બળીયો જાણવો, પ્રજા પાળ પ્રેમ ળ એ,
કહે કૃષ્ણ યશસ્વી દાનવી, ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ છે

જેના હાથ લાંમા (ઢીંચણ સુધી) હોય તેને પુરે પુરો શુરવીર જાણવો, તે વીજયી રાજા અગર મોટો સરદાર થાય, એને અજાન બાહુ કહેવાય, વીર પુરૂષોમા તેને શ્રેષ્ટ જાણવો, ધર્મ કામમા તે પ્રીતિવાળો હોય છે, તેમજ ઘણો ધીરજવાળો પણ હોય છે તે ઘણો બળવાન અને પ્રજા ઉપર પ્રેમ રાખનારો રાજા થાય, તેમજ યશસ્વી દાન કરવામા પ્રેમ વાળો, અને ગાયો તથા બ્રાહ્મણોને પાળનારો થાય,

## દીર્ઘ છાતીનાં લક્ષણ.

### છપ્પા.

ભરાવ વાળી શ્રેષ્ટ, હોય કદી છાતી કોની,
વજ્ર દેહ કહેવાય, ઘણી કીમત છે એની;
પહોળી છાતી હોય, પ્રેમ મલકુસ્તી કેરો,
નિત્ય રહે મદ મસ્ત, ધરે તેજસ્વી ચહેરો,
છે આવા નર આ વિશ્વમા, પ્રેમ દયા સાગર સમા,
કહે કૃષ્ણ ગુણો એ ના ઘણા બુધ્ધિ બળ સાથે ક્ષમા

જેની છાતી ભરાવવાળી અને પુષ્ટ હોય તેને વજ્રદેહી, (મજબુત બાંધાનો) અને કીમતવાળો જાણવો, પહોળી છાતી હોય તે મલકુસ્તીમા પ્રેમધરનારો થાય, વળી તેજસ્વી ચહેરા વાળો અને મદોન્મત હોય આવા ભરાવવાળી અને પહોળી છાતી વાળા પુરૂષો, પ્રેમ અને દયાના અવતાર રૂપ હોય એટલે તે ઘણા દયાળુ અને પ્રેમાળ હોય વળી એનામા બુદ્ધી અને બળ સાથે ક્ષમાનો ગુણ હોય

## મસ્ત જાંગનાં લક્ષણ

### છપ્પા.

હોય જાગ કદી મસ્ત, ચાલ ધીમી વળી હોયે,
ઘોડા વાહન શોખ, ઘણો એને કહેવાયે,
ખાન પાનમા પ્રેમ, ધરે આવો નર પુરો,
વળી દયા ભડાર, જાણવો એને શુરો,
જો દુખ દેખે એ અન્યનાં, દુખ પામે પોતે નકી,
કહે કૃષ્ણ ભાગ્યવતાજ એ, પર દુખ ભજન ને જકી.

જેની જાગો મસ્ત હોય, અને ધીમી ચાલથી ચાલનો હોયતે પુરૂષને ઘોડા અને વાહનનો શોખીન જાણવો વળી વિવિધ પ્રકારના ખાનપાનમા તેને ઘણો પ્રેમ હોય, આવો પુરૂષ શુરવીર અને દયાના ભડાર સમાન હોય આવો માણસ જો કોઈ માણસને દુખી સ્થીતિમા જુએ તો તે પણ દુખ પામે છે આવા પુરૂષ ભાગ્યશાળી, પર દુખ ભજન, અને જીદ્દી સ્વભાવના હોય છે.

# પગનાં ચીન્હોનાં લક્ષણ,

## રાજ વૈભવ લક્ષણ.

છપ્પા

મત્સ રેખ કદી હોય, કમળ સરખા પગ તળીયે,
રાજ વૈભવી થાય, અગર રાજન પણ કહીએ,
હોય મકરનું ચીન્હ પ્રતાપી નર એ પુરો,
હાથી ઘોડા શ્રેષ્ટ, હશે રણમા એ શુરો
વળી વજ્ર કમળ કે હળ થકી ખચિત રાજવી જાણવો,
કહે કૃષ્ણ શ્રેષ્ટ ચીન્હો થકી, ઉચ્ચ પુરૂષ પ્રમાણવો.

જેના કમળ સરખા સુદર પગમા માછલીની રેખા હોય ને રાજાના જેવા વૈભવવાળો અગર રાજા થાય, જેના પગમા મગરના જેવુ ચીન્હ હોય તે પ્રતાપી થાય, તેમજ જેના પગમા હાથી અગર ઘોડા જેવા ચીન્હ હોય તે પ્રતાપી અને શુરવીર થાય વળી જેના પગમા વજ્ર કમળ અગર હળના જેવા ચીન્હ હોય તે નકી રાજા થાય. આવા શ્રેષ્ટ ચીન્હો જેના પગમા હોય ને પુરૂષ ઉચ્ચ પ્રકતીનો થાય.

## ટુંકા, જાડા, લાલ અને સુપડા જેવા પગનાં લક્ષણ.

છપ્પા.

હોય કદી પગ હ્રસ્વ, માસથી ભરપુર જાગે,
રકત વર્ણ શુભ પદ્મ સમા પગના તળીયાં જો;
મળશે ભોગ વિલાસ, રાજસુખ પુરણ જામે,
પણ જો સૂપડ પાય, કષ્ટ ઘણેરા પામે,
વળી પગ ઉપર કદી નાડીઓ, ઉપસીને જાડી હશે,
કહે કૃષ્ણ દરીદ્રીને દુઃખી, એવા નર નીશ્ચે થશે.

જેના પગ ટુંકા હોય, જાંગો માસથી ભરેલી હોય, અને લાલ કમળના જેવા જેના તળીયા હોય ને ભોગ વિલાસી થાય, અને રાજા જેવા સુખ ભોગવે, પરંતુ જેના પગ સુપડા જેવા હોય તેને ઘણી જાતના કષ્ટો પડે વળી જેના પગ ઉપર જાડી અને ઉપસેલી નાડીઓ હોય તે માણસને ખરેખર દુખી જાણવો

## પગના રંગ ઉપરથી ભાગ્ય લક્ષણ.

છપ્પા

હોય પાયનો રંગ કદી કીડીના જેવો.
કરે કાસદાં એજ વળી નીર્ધન પણ કહેવો,
વંશ વૃદ્ધી પણ અલ્પ એજ નરને છે જાણો,
લાલ મટોડી સમે રંગ હત્યા કરનારો
વળી પીત્ત વર્ણના રંગથી વ્યભિચારમાં મગ્ન એ.
કહે કૃષ્ણ કઠોર સ્વભાવનો, કડક મુસાફીર મસ્ત છે

જેના પગનો રંગ કીડીના જેવો હોય તે માણસ કાસદુ કરનાર અને નીર્ધન થાય, આવા માણસને વંશવૃધ્ધી પણ થોડીજ થાય, માટીના જેવા લાલ રંગના પગવાળો માણસ હત્યા કરનારો અને ખુની થાય, પીળારંગના પગવાળો વ્યભીચારી કઠોર સ્વભાવનો, મુસાફરી કરનારો, અને મસ્ત થાય

## પગની આંગળીઓ અને રેખાઓ ઉપરથી ભાગ્ય લક્ષણ.

છપ્પા.

પદ પંકજ સમ હોય, દીર્ઘ અંગુલી વાળા,
ભાગ્યવંત નર એજ ચક્ર કદી હોય રૂપાળા,
ઉર્ધ્વ રેખ કદી હોય તર્જની પાસે કોને,
અંગોઠાને મુળ સુખી ધની જાણો એને,
વળી કીર્તિવંતો જગતમા માન પાનથી પુર્ણ છે,
કહે કૃષ્ણ રેખ પગને ચીશે, ધર્મ પ્રેમ પરિપુર્ણ છે.

જેના પગ કમળ જેવા હોય, અને પગના આગળા લાંબા હોય, અને આગળામા ચક્ર ચીન્હ હોય, તે માણસ ભાગ્યશાળી થાય, તર્જની આગળા પાસે અંગોઠાના મુળમા એક ઉભી રેખા હોય, તે માણસ સુખી અને ધનવાન થાય, વળી કીર્તિવાળો અને સંપુર્ણ માનપાન વાળો થાય, તેમજ આવી રેખા વાળો ધર્મ કર્મમા પ્રીતિ રાખનારો થાય.

## પગના રંગ અને બીજાં ચીન્હો ઉપરથી ભાગ્ય લક્ષણ.

છપ્પા

હોય શ્યામ પગ વર્ણ, સાધુજન એને કહેવો,
કરે ભ્રમણ પરદેશ, વેશ વૈરાગી જેવો,
હોય પાયમા ચીન્હ કદી ચોખૂણા જેવું,
મળે જમીન ધન શ્રેષ્ટ સુખી ઘર એનું કહેવું,
વળી આઠ પાંખડી કમળ સમ, કોના પગમા ચીન્હ જો,
કહે કૃષ્ણ ઇશ્ક શોખીન એ, દયાવન એને કહો.

જેના પગનો રંગ કાળો હોય તેને સાધુ પુરૂષ જાણવો આવો માણસ વૈરાગીનો વેશ ધારણ કરે અને દેશપરદેશ ફર્યા કરે જેના પગમા ચાર ખુણા વાળુ ચીન્હ હોય, તેને ઘણું ધન અને જમીન મળે, અને ઘરબારનો સુખી હોય વળી જેના પગમા આઠ પાંખડીના કમળ સરખુ ચીન્હ હોય ને ઇશ્કમા પ્રેમ રાખનાર શોખીન અને દયાળુ થાય.

## પગનાં ચીન્હો અને રેખાઓ ઉપરથી ભાગ્ય લક્ષણ.

છપ્પા

હોય પાયમા ચીન્હ, કદી ફરસી સમ કોને,
વીજય વંત સરદાર, જગતમાં કહેવો એને,
હોય રેખ બે ત્રણ, કદી અંગુઠા નીચે,
પામે વાહન માન, સુખ ધન સંપત નીશ્ચે,
જ્યમ રેખા હોયે આ ઘણી, ધન સુખ સંપત ઠીક છે,
કહે કૃષ્ણ છત્રના ચીન્હથી, વૈભવ ઠાઠ અધીક છે.

જેના પગમા ફરસીના જેવુ ચીન્હ હોય તે વીજય મેળવનારો અને લશકરનો સરદાર થાય, અંગુઠાની નીચે બે કે ત્રણ રેખાઓ હોય તેને વાહન, સુખ, ધન અને સંમતી મળે જેમ એ રેખાઓ વધારે હોય તેમ ધન સુખ વધારે સમજવુ વળી જેના પગમા છત્રનુ ચીન્હ હોય તે વૈભવી અને ઘણો ઠાઠમાઠ રાખનારો થાય.

## પગનાં ચીન્હો અને રેખાઓ ઉપરથી ભાગ્ય લક્ષણ (ચાલુ)

છપ્પા.

હોય મત્સનું ચીન્હ, ભાગ્ય દૂર દેશે જોડે,
અધિક વણજ વેપાર, બાર પરદેશે ખેડે,
હોય કચ્છનું ચીન્હ, ખરો તરનારો કહેવો,
વળી ચંદ્રને ચીન્હ, શકતીમાં દેવી જેવો,
કદી ચતુષકોણનું ચીન્હ જો, ધન લાવે પરદેશથી,
કહે કૃષ્ણ ચીન્હ સ્વસ્થિકથી, ધર્મગુરૂ શુભ વેશથી.

જેના પગમા માછલીનુ ચીન્હ હોય તેનુ ભાગ્ય દેશાવરમા તપતું હોય, અને તે પરદેશમા ઘણો વેપાર ખેડે, કાચબાનુ ચીન્હ હોય તે તરવાની વિદ્યામા ઘણો કુશળ હોય, વળી કોઇના પગમા ચદ્રના જેવુ ચીન્હ હોય તે દૈવી શકતી વાળો થાય ચાર ખુણાનુ ચીન્હ હોય તે પરદેશમાથી ધન કમાઇને દેશમા લાવે તેમજ જેના પગમા સાથીઆ જેવું ચીન્હ હોય, તે સુ?ર વેશ ધરનારો અને ધર્મ ગુરૂ થાય

# સુખીમાંથી દુઃખી અને દુઃખીમાંથી સુખી કરનારાં પગમાં ચીન્હો.

## દોહરા.

અનામિકાને વચલીના, વચ્ચે થઇને એક,
રેખ જાય નીચે સુધી, પગને તળીએ છેક. ૧
સુખમા તે જન્મેલ જો, તો પણ પાપે દુઃખ,
દુઃખમાં જે જન્મેલ તે, નીશ્ચે પામે સુખ. ૨
ધ્વજા ચીન્હ જો હોય તો, કીર્તિ જગ ફેલાય,
કૃષ્ણ કમળના ચીન્હથી, રાજમાન શુભ થાય. ૩

અનામિકા અને વચલી આગળીની વચ્ચેથી નીકળીને પગના તળીયા સુધી એક સીધી રેખા હોય તો તે માણસ સુખમા જન્મેલો હોય તો દુ ખી થાય અને દુ ખમા જન્મેલો હોય તો સુખી થાય જેના પગમ ધ્વજાના જેવું ચન્હ હોય તો ચોતરફથી કીર્તિ મળે અને કમળના જેવુ ચીન્હ હોય તો રાજ તરફથી સ્થળે સ્થળ માન મેળવે

## પગના ચીન્હો અને રેખાઓ ઉપરથી ભાગ્ય લક્ષણ (ચાલુ).

છપ્પા.

પ ચકોણનુ ચીન્હ, સુખીને દીર્ઘાયુ છે,
હોય છ ખુણા ચીન્હ, માન રાજાથી લે છે;
હોય કદી જવ એક, માન સુખ પામે મોટું,
પરા મે પરિપૂર્ણ, નથી લવ લેશજ ખોટું;
વળી પગમાં વાહન રેખને, અન્ય રેખ કદી એક જો,
કહે કૃષ્ણ ખચિત ધનવાન એ, સંશય નહિ તેમાં બીજો.

જેને પગમા પાચ ખુણા વાળુ ચીન્હ હોય તે સુખી અને દીર્ઘાયુષી થાય, છ ખુણાવાળુ ચીન્હ હોય તો રાજાનો માનીતો થાય, જો કોઇના પગમા એક જવના જેવુ ચીન્હ હોય તો તેને માન અને સુખ મળે, તેમજ પુરો પરક્રમી થાય, વળી પગમા (ઉભી) વાહન રેખા અને તેની પાસે બીજી એક રેખા હોય તો તેને જરૂર ધનમળે એ નક્કી સમજવું

## ગરીબને ધનવાન અને ધનવાનને ગરીબ કરનારી પગની રેખાઓ

### છપ્પા

પણ જો રેખા એક એકને કાપી ચાલે,
ધન હીણુ જાણો તેહ, ભલે મોટો થઇ મહાલે;
જેના પગમા ઉલટ સુલટ રેખાઓ ઝાઝી,
ગરીબ છતા ધનવાન બને કીસમતની બાજી,
વળી બહુ રેખાઓ પગ વિશે આડી અવળી જાય છે,
કહે કૃષ્ણ અધિક ચડતી અને પડતી એની થાય છે

પરંતુ જો આ બીજી રેખા પહેલી રેખાને કાપીને (x) આ રીતે જાય, તો તે મોટો માણસ દેખાતો હોય તો પણ તેની પાસે ધન હોય નહિ. જેના પગમા ઉલટી સુલટી ઘણી રેખાઓ હોય, તે ગરીબ હોય તો પણ ધનવાન થઇ શકે છે જેના પગમા ઝીણી ઝીણી બહુ રેખાઓ હોય તેની દુનીયાદારીમા ઘણી વખત ચડતી પડતી થાય એમ સમજવુ.

# લાંબી ટુંકી પગની આંગળીઓ ઉપરથી ભાગ્યની પરિક્ષા

છપ્પા.

અનુક્રમેથી એક એકથી ચડતી હોયે,
આંગળીઓ કદી પાય તણી ધનવતો તોયે,
પહેલી વચલી અનામિકા જો સરખી હોયે,
તો પણ જાણો શ્રેષ્ટ ધનીના લક્ષણ કહીએ,
પણ અનામિકા જો વચલીથી મોટી હોયે કોઇને,
કહે કૃષ્ણ ખચિત વિદ્વાનને ભક્તિ વાળો જોઈએ.

જેની (પગની) આગળીઓ (છેલ્લી આગળીથી) એક એકથી ચડતી જતી હોય તે ધનવાન થાય, પહેલી વચલી અને અનામિકા જો એક સરખી લાબી હોય તો પણ તે ધનવાનના લક્ષણ સમજવા, પરંતુ જો કોઈને અનામિકા આગળી વચલી આગળીથી મોટી હોય તો તે ખચ્ચીત વિદ્વાન અને પ્રભુની ભક્તી વાળો થાય એમ જાણવુ

# લાંબી ટુંકી આંગળીઓ ઉપરથી લંપટ, લોભી, ભોગી, અને પ્રેમીનાં લક્ષણ.

છપ્પા.

અનામિકા કદી હોય છેક છેલ્લીથી નાની,
લંપટ નર કહેવાય વળી લોભી અભિમાની,
અંગુઠો કદી હોય, પ્રથમ છેલ્લીથી મોટો,
વિજયવંત નર એજ, નહિ લક્ષ્મીનો તોટો,
પણ જો તેર્જની કોઇની લાંબી હોયે સર્વમા,
કહે કૃષ્ણ સુખી પ્રેમી અને, ભોગી ક્રોધી ગર્વમાં.

અનામિકા આગળી, છેક છેલ્લાં એટલે ટચલી આગળીથી નાની હોય તો તે માણુસ લંપટ લોભી અને અભિમાની થાય પહેલી અને છેલ્લી આગળીથી અંગુઠો મોટો હોય તો તે વિજયી અને લક્ષ્મીવાળો થાય, પરંતુ જો કોઇને તર્જની આગળી બીજી બધી આગળીથી મોટી હોય તો તે માણુસ સુખી, પ્રેમી, ભોગી, ક્રોધી અને ગર્વ વાળો થાય

## લાંબી ટુંકી આંગળીઓ ઉપરથી સ્ત્રી સુખનો નીર્ણય.

### છપ્પા.

ભોગવશે બહુ નાર વળી જો તર્જની મોટી,
વચલી લાંબી હોય, ખરે લક્ષણમાં ખોટી,
મળે ન એને નાર, વિતાવે સ્ત્રી વિણ હહાડા,
અંગુઠો કદી ગોળ, હુકમ કરનારા જાડા,
પણ અંગુઠાનો નખ કદી, ફાટેલોને વાકડો,
કહે કૃષ્ણ ખચિત પાપી અને, અક્કલ વિણુ પણ ફાંકડો.

વળી જેને તર્જની આગળી મોટી હોય તે ઘણી સ્ત્રીઓને ભોગવનારો થાય, બધી આગળીઓ કરતા વચલી આગળી લાબી હોય તો તે લક્ષણ સારૂં નથી કેમકે તેને સ્ત્રી મળે નહિ, જેના પગનો અંગુઠો ગોળ મટોળ હોય તે માણસ ઘણાના ઉપર હુકમ ચલાવનારો અને જાડો પહેલવાન થાય, પરંતુ જો કોઇને અંગુઠાનો નખ ફાટેલો અને વાકો હોય તો તે માણસ પાપી અક્કલ વિનાનો, અને શોખીન થાય

## પાની અને આંગળીઓ ઉપરથી ધર્મ ધન, અને સ્રી સુખનો નીર્ણય.

છપ્પા

પગની પાની હોય, પાતળી ને વાંકી જો,
વળી આંગળી હોય, કદી નમણી સીધ્ધી તો,
હોય દાનવી એજ ધર્મમાં પ્રીતિ કરતો,
લાંબી અંગુલી હોય, જ્ઞાન ધન સંપત ધરતો,
વળી બંન્ને પગની તર્જની અંગુઠાથી દીર્ઘ જો,
કહે કૃષ્ણખચિત ભોગવે સુંદર નાર આધીક તો

જેના પગની પાની પાતળી અને જરા વાંકી હોય, અને આગળીઓ સીધ્ધી અને રૂપાળી હોય, તે દાન કરનારો અને ધર્મમા પ્રેમ રાખનારો થાય, લાંબી આગળીઓ હોય તે જ્ઞાની, ધનવાન, અને સંપતીવાળો હોય, વળી બન્ને પગની તર્જની આગળીઓ જેને લાંબી હોય તે ઘણી રૂપાળી સ્રીઓને ભોગવનારો થાય

## આંગળીઓ ઉપરથી વિદ્વાન, સ્ત્રી વીનાનો, લંપટ અને સૃષ્ટી વિરૂદ્ધ કર્મ કરનારનાં લક્ષણ.

છપ્પા

અંગુઠાથી અનામિકા મોટી જો હોયે,
ખરેખરો વિદ્વાન, જાણવો એને તોયે,
વચલી મોટી હોય, મળે નહિ પત્ની તેને,
અનામિકા કહી અલ્પ, જાણવો લંપટ એને,
પણ જો જાડી હોય તે, પુરૂષ સંગમા પ્રીત છે,
કહે કૃષ્ણ સર્વ નાની થકી, દુર્બળદાસ પ્રચીત છે.

અંગુઠાથી અનામિકા આગળી મોટી હોય તો તે વિદ્વાન થાય, વચલી આગળી મોટી હોય તો તેને સ્ત્રી મળે નહિ, અનાકિમા આગળી સર્વથી નાની હોય તો તે લંપટ થાય, અનામિકા આગળી સર્વ આગળીથી જાડી હોય તો તે સૃષ્ટી વિરૂદ્ધ કર્મ કરવાની એટલે પુરૂષ સંગ કરવાની ઇચ્છાવાળો થાય, અને સઘળી આગળીઓ ઘણી નાની હોય, તો તે માણસ હલકી નોકરી કરનારો થાય

## સામાન્ય લક્ષણ.

### હથેળી અને આંગળાં લાબા ટુકા હોય તેના લક્ષણ.

છપ્પા.

હોય હથેળી દીર્ઘ, આગળા કરતા કોની,
મનપર કાબુ હોય, ઘણી હીંમત છે એની,
હોય અગુલી દીર્ઘ, હથેળી કરતાં જેને,
બળ હીણુ, બુદ્ધી મદ, જાણો જાણુનામા એને,
પણુ જો બન્ને કોઈને સરખે સરખા હોય તો,
કહે કૃષ્ણ ધર્મમાં પ્રેમને સુખીઓ પુરો થાય તો

જેની હથેલી, આગળીઓ કરતા મોટી હોય તે પોતાના મન ઉપર કાબુ રાખી શકે તેવો થાય, તેમજ ઘણો હીમતવાન થાય, જેની આગળીઓ હથેળી કરતા લાબી હોય તે બળ હીણુ અને ઓછી અકકલ વાળો સમજવો પરતુ જો કોઇને આગળીયો તથા હથેલી બન્ને સરખા લાબા હોય તો તે માણસ ધર્મમા પ્રેમવાળો અને સુખી થાય

## લાંબો ટુંકો અંગુઠો, અને અંગુઠાના સાંધાના લક્ષણ.

છપ્પા.

અંગુઠો કદી હોય, હાથનો નાનો જેને,
ગુણવંતો ગંભીર અને દ્રઢ નિશ્ચય તેને;
પહેલો સાંધો હોય, કદી લાંબો અંગુઠે,
હોય હઠીલો તેજ, સ્વભાવે લેશ ન ગાંઠે,
કદી બીજો સાંધો કોઈને અંગુઠાનો દીર્ઘ જો,
કહે કૃષ્ણ જ્ઞાની ગુણવંત ને શાણો દાતા ધીર તો.

જેના હાથનો અંગુઠો નાનો હોય તે માણસ ગુણવાન, ગંભીર સ્વભાવનો અને દ્દઢ નિશ્ચયવાળો જાણવો. અંગુઠાનો પહેલો સાંધો જેને લાંબો હોય તે હઠીલા સ્વભાવનો અને કોઇને નહિ ગણકારનારો થાય. પગ્ણુ જેના અંગુઠાનો બીજો સાંધો લાંબો હોય તે જ્ઞાની, ગુણવાન, ડાહ્યો, દાન કરનારો, અને ધીર પુરૂષ થાય.

## છાતી, ગાલ, માથું અને કમ્મરનાં લક્ષણ.

છપ્પા.

છાતી મોટી હોય, હોય લક્ષણ એ ધનનું,
હોયે મોટા ગાલ, ચીન્હ એ મન રંજનનું;
વિજયવંત નર એજ, નથી શત્રુકો એને,
માથું મોટું હોય, પરાક્રમ લક્ષણ તેને;
પણ જો કમ્મર દીર્ઘ તો, ઘણા પુત્રનો તાત એ,
કહે કૃષ્ણ પાય મોટા થકી, બુદ્ધી ધન વિખ્યાત તે.

જેની છાતી મોટી હોય તે ધનવાનનું લક્ષણ જાણવું, જેના ગાલ મોટા હોય તે માણસ જેના જેના પરિચયમા આવે તે સઘળા તેનાથી આનંદ પામે, વળી તેવો માણસ વિજય મેળવનારો અને શત્રુ વિનાનો થાય. જેનું માથુ મોટુ હોય તે પરાક્રમ કરનારો થાય, પરંતુ જો કોઇની કમ્મર લાંબી મોટી હોય તો તે ઘણા પુત્રનો બાપ થાય, અને જેના પગ મોટા હોય તે બુધ્ધી અને ધન મેળવી પ્રખ્યાત થાય.

## આંખ હોઠ અને પેટની કરચલીનાં લક્ષણ

### છપ્પા.

હોય આંખ કદી ઘુવડ, કાગ કે ઉંદર જેવી,
બુધ્ધી હીણુ ચકોર, ચોરમા ગણના કહેવી,
હોય હોઠનો રંગ, પીંગળો લંપટ પુરો,
લાંબા જાડા હોઠ, અલ્પ આયુષી શુરો,
પણ જો આડી અવળી કરચલી, પેટે પડતી કોઇને,
કહ કૃષ્ણ પુર્ણ વ્યભિચારમાં, લંપટ જાણો તેહને.

જેના આખો ઘુવડ, કાગડા કે ઉદરના જેવી હોય, તે બુધ્ધિ વિનાનો, ચકોર, અને ચોરી કરવાની ઇચ્છાવાળો થાય જેના હોઠનો રંગ પીળો હોય તે લપટ થાય, જેના હોઠ લાબા અને જાડા હોય તે ઓછા આયુષવાળો છતા શુરવીર થાય, પરંતુ જેના પેટપર આડી અવળી ઘણી કરચલીઓ પડી હોય તેને વ્યાભચારી લપટ જાણવે.

# સ્ત્રીઓનાં ખાસ સામુદ્રિક લક્ષણ.

## હાથ, અને હાથના લાંબા ટુંકા આંગળાના લક્ષણ.

### છપ્પા

હોયે સ્ત્રીના હાથ, સાકડાને નાજુક જો,
વળી સુંદરને નરમ, ઘણી પ્રેમાળજ તેના,
હોય પતીનુ સુખ, શ્વસુર ઘર મોટું એનું,
દીર્ઘ આંગળે માન, જ્ઞાનમા દિલ ખુશ તેનું,
વળી સંગીતમા એ પ્રવિણ છે, ગાન પ્રભુ કેરૂ ગમે,
કોઇ કૃષ્ણ અંગુલી દીર્ઘથી, ચીત્ત ભક્તિમા વીરમે.

જે સ્ત્રીના હાથ નાજુક, સાકડા, રૂપાળા અને નરમ હોય, તે સ્ત્રી ઘણી પ્રેમાળ હોય, વળી તેને પોતાના પતી તરફથી સુખ મળે, તેમજ સાસરૂ સારૂ ખાનદાન અને મોટા ઘરનુ મળે, હાથની આંગળીઓ લાંબી હોય તો તેને બધે સ્થળે માન મળે, વળી જ્ઞાનની વાતોમા તે હમેશા આનંદ મેળવનારી થાય, વળી લાંબી આંગળીઓ વાળી સ્ત્રી સંગીતની કળામા હુશીયાર હોય, પ્રભુના ગુણનુ ગાન કરવામા તેમજ ભક્તિમા ચીત્ત ચોટાડવામા તે હમેશા આનંદ માને.

## પતીનો ઘાત કરનારી, અને વિધવા સ્ત્રીનાં લક્ષણ.

છપ્પા.

અંગુઠાને મુળ થકી, રેખા જો સીધ્ધી,
જાય છેલ્લીને મુળ, ઘાતકી તેને કીધી;
હણે પતીને તેજ, કરે પ્રીતિ બીજાથી,
હોય અંગુઠો પુષ્ટ, બનેછે વિધવા આથી,
કહી હોય અંગુઠો દીર્ઘ જો, ભાગ્યહીણ તે જાણવી,
કહે કૃષ્ણ અંગુલી દીર્ઘથી વિનયી નાર પ્રમાણવી.

જે સ્ત્રીને હાથના અગુઠાના મુળપાસેથી એક સીધ્ધી રેખા નીકળી ને છેલ્લી એટલે ટચલી આગળીના મુળ સુધી ગયેલી હોય તે સ્ત્રી પોતાના ધણીને મારી નાખનારી અને ઘાતકી થાય વળી બીજા પુરૂષ સાથે તે પ્રેમમા પડે જેના હાથનો અંગુઠો બહુ જાડો હોય તે વિધવા થવાનુ લક્ષણ છે વળી જેમા અંગુઠો ઘણો લાબો હોય તે ભાગ્ય હીણ થાય અને જેની આગળીઓ ઘણી લાબી હોય તે વિનય અને વિવેકવાળી થાય

# સ્ત્રીઓનાં પગનાં ચીન્હોનાં લક્ષણ.

## કપટી, ઘણા પતી કરનારી, ઘાતકી, અને આળસુ સ્ત્રીનાં લક્ષણ,

છપ્પા

હોય અંગુલી સર્વ, એક એક પર ચડતી,
કપટી લુચ્ચી થાય, ખરેખર કુળની પડતી,
ઘણા પતીની નાર, ધણીનો ઘાતજ કરતી,
છુટી અંગુલી હોય, દરિદ્રી ઘરમાં ફરતી
પણ એક સરીખી સીધ્ધીને સુંદર અંગુલી છે યદી,
કહે કહાન ભાગ્ય શાળી બને, સીધ્ધી અંગુલી જો કહી.

જેના પગની આગળીઓ એક ઉપર એક ચડતી એવી રીતે દેખાતી હોય તે કપટી સ્વભાવની, લુચ્ચી, અને કુળની પડતી કરનારી થાય વળી તેને ઘણા ધણી થાય, અને તે કેટલાક ધણીનો ઘાત કરનારી પણ થાય, વળી જે સ્ત્રીને પગની આગળીઓ છુટી છુટી અને પહોળી હોય તે ઘરના બધા માણસોમા આળસુ અને દરિદ્રી હોય, પરંતુ જેના પગની આગળીઓ એક સરખી સીધ્ધી અને સુંદર હોય તે ભાગ્યશાળી સમજવી.

# લાંબી ટુંકી આંગળીઓ ઉપરથી પ્રેમી અને વિલાસી સ્રીનાં લક્ષણ.

છપ્પા.

તર્જની લાબી હોય, શ્વસુર ઘરમા એ વહાલી,
સર્વ થકી જો હ્રસ્વ, દાખવે દંભજ ખાલી,
અન્ય પુરૂષથી પ્રીત, કરી પરદેશે નાસે,
ભોગ વિલાસી થાય, મળે નહિ ધનકો પાસે,
પણ અનામિકા જો સર્વથી મોટી હોયે કોઈને,
કહે કૃષ્ણ વૈભવી જાણવી, સુખ સંપત સૌ તેહને.

જેની પગની તર્જની આગળી લાબી હોય, તે સાસરીયામા ઘણી વહાલા થાય, બધી આગળી ઓથી તર્જની ટુકી હોય, ને ખોટો દભ ગખનારી, બીજા પુરૂષ સાથે પ્રેમ કરનારી અને પરદેશ નાસી જનારી થાય, વળી તે ભોગ વિલાસી પણ થાય, પરતુ તેની પાસે ધન હોય નહિ. જેની અનામિકા આગળી સર્વથી મોટી હોય તે વૈભવવાળી અને સુખ તથા સપતીને મેળવનારી થાય

## લાંબી ટુંકી આંગળીઓ ઉપરથી સ્વછંદી, દુઃખી અને નીર્લજ સ્રીનાં લક્ષણ

છપ્પા

ટચલી મોટી હોય, સગામા માનજ પામે,
સઘળી નાની હોય, સ્વછંદી થઇ દુ ખ પામે
અનામિકા જો હોય, કદી ટચલીથી નાની,
કરે પતીનો ત્યાગ, બને મદથી અભિમાની,
વળી બીજા સ ગે ચાલતી, લાજ આબરૂ ત્યાગીને,
કહે કૃષ્ણ કુછંદી નાર એ, જાય વિદેશે ભાગીને

જેના પગની ટચલી આગળી મોટી હોય તે સગા વહાલમા મીન મેળવનારી થાય, જે સ્રીના પગની સઘળી આગળીઓ ઘણી નાની હોય, તે સ્વછંદી અને દુ ખી થાય, જેની અનામીકા આગળી ટચલી આગળીથી નાની હોય તે પોતાના ધણીનો ત્યાગ કરનારી, મદથી ભરપુર અને અભિમાની થાય, તેમજ બીજા પુરૂષનો સગ કરનારી, લાજ આબરૂને ત્યજી દેનારી કુછંદી અને પરદેશ નાસી જનારી થાય.

# પગની આંગળીઓ ઉપરથી પતીવૃતા અને કુટીલ સ્ત્રીનાં લક્ષણ.

છપ્પા.

વચલી હોયે છેક, સર્વથી નાની કોની,
ખરે પતીવૃત શ્રેષ્ટ, ગુણીમા ગણના એનો,
કરે નહિ, કદી સંગ, પુરૂષ પરનો એ જાણો,
પાય અંગુલી તણો, મર્મ આ પેર પ્રમાણો,
વળી ત્રીજી ચોથી, પાચમી રસ્તે જાતા જેહને,
કહે કૃષ્ણ રહે ઉંચી કદી, કુટીલ નાર કહો તેહને.

જેની વચલી આગળી બીજી બધી આગળીઓથી નાની હોય તે આ શ્રેષ્ટ પતીવ્રત પાળનારી અને કોઇ દીવસ પણ, પર પુરૂષનો સંગ ન કરનારી થાય આ રીતે પગની આગળીઓના તમામ ભાવ અને મર્મ સમજવા વળી જે સ્ત્રીને રસ્તામા ચાલતી વખતે પોતાના પગની ત્રીજી એટલે વચલી ચોથી એટલે અનામિકા અને છેલ્લી એટલે ટચલી આગળીઓ જમીનપર અડતી ન હોય તે કુટીલ સ્વભાવની અને હલકી સ્ત્રી થાય

## સ્તન ઉપરથી વાંઝણી અને પુત્રવાળી સ્ત્રીનાં લક્ષણ.

છપ્પા.

હોય ચપટ સ્તન બેય, વાઝણી તેને જાણો,
ગોળ અને વળી પુષ્ટ, ઘણા સંતાન પ્રમાણો,
જમણુ મોટુ હોય, પુત્ર તેને છે ઝાઝા,
ડાબુ મોટુ હોય, પુત્રી ઝાઝીની માતા,
કદી ગોળ અને વળી શ્યામ જો, હાયે કોની ડીટડી,
કહે કૃષ્ણ સુખી ધન પુત્રથી, નમણીને વળી કુટડી

જે સ્ત્રીના બન્ને સ્તન ચપટા હોય તે સ્ત્રી વાઝણી થાય, જેના સ્તન ગોળ અને પુષ્ટ હોય તે ઘણા સંતાનને જન્મ આપનારી થાય વળી જેને જમણું સ્તન મોટુ હોય તેને ઘણા પુત્રો થાય અને ડાબુ સ્તન મોટુ હોય તેને ઘણી પુત્રીઓ થાય વળી જેના સ્તન ઉપર ગોળ અને શ્યામ રંગની ડીટડી હોય તે સુખી, ધનવાન રૂપાળી અને નમણી સ્ત્રી થાય.

## સ્ત્રીના સ્તન ઉપરથી સુખી દુઃખી અને વ્યભિચારી સ્ત્રીનાં લક્ષણ.

છપ્પા.

પણ જો ઝીણી હોય, અને વળી ઉંડી સ્તનમા,
કષ્ટ ઘણેરા થાય, ઉપાધી ઝાઝી મનમા,
છાતી પહોળી હોય, બને વ્યભિચારી પુરી,
હીમતવાન વિશેશ, વળી કજીઆમા શુરી,
કદી આખો કોની ગોળને, ચક્ર વક્ર ફરતી જુઓ,
કહે કૃષ્ણ નકી કુલટા અને, ઇશ્ક પ્રેમ તેને કહો

પરંતુ જે સ્ત્રીના સ્તન ઉપરની ડીંટડી ઝીણી અને સ્તનમા ઉંડી પેસી ગયેલી હોય તે ઘણા દુખ અને ઉપાધી વાળી થાય, જેની છાતી ઘણી પહોળા હોય તે વ્યભિચારી, હીમતવાન અને કજીઆખોર શુરવીર થાય, વળી જે સ્ત્રીની આખો ગોળ અને ચક્ર વક્ર ફરતી હોય તે સ્ત્રી જરૂર કુલટા અને ઇશ્કમા પ્રેમ રાખનારી થાય.

## સ્ત્રીના વાળ, કાન અને કપાળ ઉપરથી ભાગ્ય લક્ષણ,

છપ્પા

હોયે જેના કેશ, ચીકણા ને વળી સીધા,
સ્નેહ ઘણો પતી સાથ, પીયરમા પણ સુખ લીધા,
હોયે જેના કાન, અલ્પ તો દુર્ભાગી એ,
હોયે ભાલ વિશાળ, પ્રેમમા અનુરાગી તે,
પણ નાનું છેક લલાટ જો, ભાગ્યહીણ એ નાર છે,
કહે કૃષ્ણ વાળ સ્તન ઉપરે, હત ભાગી થાનાર તે

જે સ્ત્રીના વાળ ચીકણા અને સીધા હોય, તે પતી ઉપર ઘણો પ્રેમ રાખનારી તેમજ પીયરમા પણ ઘણુ સુખ ભોગવેલી હોય, જેના કાન ઘણા નાના હોય તે દુર્ભાગી થાય, જેનુ કપાળ મોટુ હોય તે પ્રેમી થાય, પરતુ જેનુ કપાળ છેક નાનુ હોય તે, હીણ ભાગી થાય, અને જેના સ્તન ઉપર વાળ હોય તે દુર્ભાગી થાય

## સ્ત્રીની મુંછમાં વાળ, માથાના વાળ તથા આંખનાં લક્ષણ.

### છપ્પા.

ભુરાને વળી બરડ, વાળ ટુંકા જો હોયે,
નાશ થશે પરિવાર કડક જાડા જો તોયે,
હોય મુછમા વાળ, વાઝણી તેને જાણો,
કરે પુરૂષ જે સગ, નપુશક થાય પ્રમાણો,
કહી આખો લાબી હોય જો, શ્યામ ભ્રકુટી સાથમા,
કહે દલપત ઘણુ સુખ તેહને, પ્રેમ ઘણો નીજ નાથમા

જે સ્ત્રીના માથાના વાળ બરડ ટુકા, કડક અને જાડા હોય, તે પરિવારનો નાશ કરનારી થાય વળી જે સ્ત્રીને મુછમા વાળ હોય તે સ્ત્રી વાઝણી થાય આવી સ્ત્રીનો જે પુરૂષ સગ કરે તે નપુશક થઇ જાય. અને જે સ્ત્રીની આખો લાબી અને કાળી ભ્રકુટી વાળી હોય તે ઘણુ સુખ ભોગવનારી અને પોતાના પતી ઉપર પ્રેમ રાખનારી થાય

